



तत्सत्परमात्मने नमः

# श्री चिद्घनविलास भजनावली.

પ્રયોજક—

**स्वामी श्रीचिद्घनानंदजी.**

મુ० ઝારોલા.

પ્રકાશક અને શોધક—

**यति मुकुन्दाश्रमजी,**

આખ્યાન વાચસ્પતિ.

મુ० ખંભાત અને ઝારોલા.

આ પુસ્તક પ્રકાશ કરવામાં પા॰ મકનદાસ મથુરભાઈ તથા પા॰ આશાભાઈ શામળભાઈએ ક્રમથી રૂ. ૧૨૫) સવાસો તથા રૂ. ૫૦) પચાસ મદદ કરી છે.

સને ૧૯૨૭. પ્રત ૧૦૦૦ સંવત ૧૯૮૪.

યોગ્ય અધિકારીને ભજન કરવા ભેટ.

મૂલ્યામૂલ્ય.

# उपोद्‌घात.

અનેક પ્રકારના પ્રાણી ગણ સંકુલ, નાના વિધ વસ્તુ વ્યાપૃત આ જગતમાં મનુષ્યજ સર્વથી શ્રેષ્ઠ બુદ્ધિમાન્ પ્રાણી છે. સંસારમાં દૃષ્ટિપાત કરતાં સમજાય છે કે કઠિણતમ ક્રિયાઓ કરીને પ્રાણીઓ સુખલવ મેળવી પોતાને–આત્માને સુખી કરે છે. જેમ માનવેતર પ્રાણીઓ પોતાને રહેવા સારૂ, અતિ કુશળ બુદ્ધિથી; સારા શિલ્પીને બનાવવું કઠિણ પડે તેવું ગૃહ બનાવે છે. તેવીજ રીતે મનુષ્યો પણ પોતાને જેવી રીતે સગવડ પડે તેમ ગૃહાદિ બનાવે છે. પણ માણસ પોતાના મનમાં કોઇ અલૌકિક કલ્પના કરીને સર્વ સંસારને સુખમય બનાવે છે તે બાબત પશુઓ જાણતાં નથી માટે પશુ વિગેરેથી માનવની ગણના વિશેષ રૂપે કરવામાં આવે છે. એ અલૌકિક કલ્પના તે બીજી નહિ પણ **ધર્મભાવનાજ.**

દૃઢ સંસ્કારવાળા મનુષ્યોએ બહુજ બારિક અવલોકનદ્વારા પ્રકૃતિ તત્ત્વનો અભ્યાસ કર્યો. તેમાં તેમને અનેક પ્રકારના અનુભવો થયા તેનું સ્મરણ કરી દુઃખના નાશ માટે તથા સુખની પ્રાપ્તિ માટે જે યોજના કરવામાં આવી છે તેનું નામ સ્મૃતિ અથવા ધર્મશાસ્ત્ર કહેવાયું. જે જીવાત્મા મનુષ્ય જાતિમાં જન્મ ધારણ કરી તેને અનુ-સરે છે ધર્મનું પાલન કરે છે–તેમને સર્વ જનો સદાચારી ગણે છે. તે પ્રમાણે વર્તન કરનારો જીવાત્મા પણ આ લોકના સુખોને ભોગવી અંતમાં સ્વર્ગાદિક ફળને મેળવે છે. જેમ વૈદ્યે કહેલી પરહેજ જો પાળીને દવા ખાવામાં આવે છે તો રોગી નક્કી કરેલા સમયે આરોગ્ય મેળવે છે તેજ પ્રમાણે શાસ્ત્રમાં જેની દૃઢ શ્રદ્ધા છે તેવો મનુષ્ય નિષિદ્ધ વાતોનો પરિત્યાગ કરી વિહિતનું આચરણ કરે છે તો તે જરૂર સુખી થાય છે અને બીજાને પણ સુખી કરે છે. માટે દરેક માનવ

જાતિએ સુખી થવાને માટે ધર્મભાવના કેળવવી જોઇએ. જે પુરૂષ અધર્માચરણ કરી કુમાર્ગને અનુસરનારો થાય છે તે કેવળ પોતાના આત્માનોજ વિનાશ કરે છે એમ નહિ પણ સ્વજાતિયોનો એ અધઃપાત કરે છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો શાસ્ત્રમાં પ્રબોધેલા છે. સર્વ પુરૂષાર્થનું મૂલ ધર્મ છે માટે સર્વથી પ્રથમ ધર્મનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અર્થ અને કામ એ બેઉ તો લૌકિક સુખરૂપજ છે. એમ શાસ્ત્ર કહે છે તે યોગ્યજ છે. પણ ધર્મ મૂલકજ અર્થ અને કામ સુખ આપનારા થાય છે. એ ખાસ ધ્યાનમાં રાખવું. ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા મનુષ્યો હોવાથી ધર્મ-ભાવના પણ જૂદિ જૂદિ હોય છે. છતાં સર્વની કલ્પનામાં એકભાવ રૂઢજ છે કે માનવ જાતિ હરકોઇ પણ પ્રકારના ધર્મનું પાલન કરે છે તો તે સુખ જરૂર મેળવે છેજ. પશુઓ વિગેરે તો કેવલ કુદરત-નેજ આધીન રહે છે. ને તેજ તેની પ્રગતિ કરી પશુ યોનિમાંથી છોડાવે છે. માટે તેઓને ધર્મબંધન નથી. પણ મનુષ્ય જાતિ માટેજ ધર્મ છે.

પશુઓ વિગેરે જેમ આહાર, ભય અને નિદ્રાદિમાં પ્રવર્તે છે તેમ મનુષ્યો પણ સાધારણ બુદ્ધિથી ધર્મ નિયમને ન અનુસરતાં ઇન્દ્રિયોને આધીન થઇ, ઇન્દ્રિયોની તૃપ્તિનેજ સ્વકર્તવ્ય સમજે તો તે મનુષ્ય પશુ સમાનજ ગણાય. આ લોકમાં જે મનુષ્યો દીન, દુર્બલ અને ઇન્દ્રિયારામી છે. તેમાંથી તેને છોડાવવા સારૂ, ધર્મ તત્ત્વને જાણનારા આપણા પૂર્વજોએ ધર્મ ગ્રંથો બનાવ્યા. ધર્મ સંબંધી જો વિચાર કરવામાં આવે તો પ્રથમ કર્મકાંડ આવે છે. કર્મકાંડમાં સદાચારના નિયમો તથા યજ્ઞાદિ નિમિત્તે પરોપકારનાજ નિયમો બતાવવામાં આવ્યા છે. પ્રથમ વેદાધ્યયન કરવા સારૂ બ્રહ્મ-ચારીએ ગુરૂને ઘેર કેમ જવું? ત્યાં ગયા પછી કેવા પ્રકારના નિયમો

પાળવા ? કેમ વર્તવું ? ત્યાર બાદ વેદાધ્યયન કરી રહ્યા પછી સમાવર્તન કરી સ્નાતક કેમ થવું ? પછી ગૃહસ્થાશ્રમ કેવી રીતે સ્વીકારવો ? ગૃહીના ધર્મોનું અનુષ્ઠાન કરતાં ત્રણ પ્રકારના ઋણથી કેમ મુક્ત થવું ? તેમાંથી નિયત સમયે કેવી રીતે વાનપ્રસ્થનો સ્વીકાર કરવો ? ને છેવટ સન્યાસ લઇ પરમ નિવૃત્તિનો કેમ અનુભવ કરવો ? એ ચારે આશ્રમોનો વિચાર પણ માનવ જીવનના વિકાસમાં બહુ ઉપયોગી છે.

સાધારણ રીતે ધર્મના બે પ્રકાર છે. (૧) પોતે જાતે આચરવાનો (૨) બીજાને ઉપદેશ કરવાનો. તેમાં પ્રથમના ધર્મ વિના બીજો સફલ થતો નથી. તેટલા માટે પ્રથમ ચાર આશ્રમો કહીને પછી શાસ્ત્રો યજ્ઞરૂપ ધર્મ કહે છે. જો કે સર્વ ધર્મ પ્રથમ પોતે અનુષ્ઠાન કરીનેજ બીજાને પ્રબોધવાના હોય છે તો પણ પોતાની ઉન્નતિરૂપ ફલ તરફ દષ્ટિ કરીને ઉપરોક્ત ભેદ બતાવવામાં આવ્યા છે.

અન્ય પ્રાણીઓની પેઠે મનુષ્ય જાતિ પણ સ્વાર્થ પ્રેરિત, અશિક્ષિત, અનિયમિત ચિત્તવૃત્તિસહ મહાન્ અનર્થ માટે પ્રવૃત્તિ કરનારી છે. એ બાબત પ્રાચીન મુનિઓએ વિચારીને પોતાની અલૌકિક ઉદારતાથી ધર્મનિયમો નક્કી કર્યા એ વાત પ્રથમ કહેવામાં આવેલ છે. એ નિયમો બહુજ ગંભીર છે. તેનો વિચાર કરતાં આધુનિક પુરૂષો પણ આશ્ચર્ય પામે છે. વૈશ્વદેવથી માંડીને દર્શપૌર્ણમાસ વિગેરે અશ્વમેધ સુધીના મહાન્ યાગોનો ઉપદેશ કરીને ધર્મશાસ્ત્રો માણસમાં અતિરૂઢ થએલી સ્વાર્થ બુદ્ધિને ઓછી કરે છે. જે યજ્ઞો ઘણા દિવસે સાધ્ય થઈ શકે તેવા તથા ઘણા પરિશ્રમવાળા, અગણિત ધનના ખર્ચવાળા, જેમાં બ્રહ્મચર્ય, સત્ય, આદિ નિયમો પાળવાની વિધિવાળા યાગો અવશ્ય લાંબાકાળની સંચિત કરી રાખેલી સ્વાર્થ બુદ્ધિને ન્યૂન કરે છે. એ વિચારશીલને સ્પષ્ટ સમજાય તેવું છે.

જેમ જેમ માનવજાતિ સ્વાર્થ બુદ્ધિનો સરલતાથી પરિત્યાગ કરી શકે, તેમ તેમ કર્મકાંડનો શ્રેષ્ટ ઋષિઓએ પ્રચાર કરેલો છે. આ રીતે માનવ જાતિનો કલ્યાણકારક ધર્મ કર્મરૂપતાને પામ્યો છે. પરંતુ સંસારનું સ્વરૂપ વિલક્ષણ છે. તેથી વિશેષ કાલ જતાં સર્વ કર્મ કેવલ અનુકરણ રૂપતાને પામ્યાં. અનુકરણદ્વારા થયેલી વાતો વિશેષ ઉપકારક થતી નથી. વિચારપૂર્વક કરેલી ક્રિયાજ અભ્યુદયમાં સહાયક થાય છે. એ વાત સર્વ સાધારણજનો પણ જાણે છે. યાગાદિ કર્મ કરનારાઓમાં જ્યારે સત્ શીલતા જોવામાં ન આવી ત્યારે કર્મરૂપ ધર્મમાં મનુષ્યને સંદેહ ઉત્પન્ન થયો. એટલે વેદની આજ્ઞાઓ છતાં સમાજ કર્મ કાંડથી બહિર્મુખ બનવા લાગ્યો. કર્મની શિથિલતાએ ચિત્તની મલિનતા વૃદ્ધિ પામી, એટલે ઉપાસના અને જ્ઞાન પણ અસર કરવામાં અસમર્થ નિવડયાં. જેથી સ્વચ્છંદતાનો પ્રચાર વિશેષ થયો.

આવા પ્રકારના અનર્થનો નાશ કરવા સારૂ રામાનુજાદિ આચાર્યોએ ભક્તિપ્રચાર ચલાવ્યો. કારણ કે કર્મમાં શંકાવાળા લોકોને તેઓ કર્મનો ઉપદેશ કરી શકયા નહિ. તેથી પરમ ચતુરાઇથી શ્રુતિએ સૂચવેલ ને પુરાણોમાં કહેલ ભક્તિ માર્ગમાં જનતાને વાળવા નક્કી કરી તે માર્ગ માનવ જાતિને પ્રબોધ્યો. ભક્તિમાર્ગમાં કર્મમાર્ગ કરતાં સુલભતા એજ કે કર્મ વિધાનમાં જાતિ પ્રમાણે અધિકાર ભેદ રાખેલા છે. ભક્તિમાર્ગમાં તેવા ભેદ નથી. ગમે તે વર્ણનો મનુષ્ય ઇશ્વર ભક્તિ કરી શકે છે. અને સર્વ વર્ણ ભગવાનના દાસ બને છે. તથા ભક્તિ કરીને શ્રીવિષ્ણુના સેવનથી સર્વનો મોક્ષ થાય છે. એ ભક્તિમાર્ગનો પ્રવાહ એવા વેગથી વહન થવા લાગ્યો કે, જેને લઇ કર્મમાર્ગ નામ શેષ થયો. આ રીતે ભક્તિમાર્ગ પ્રવર્ત થયો, તો પણ તે સવિશેષ ફલદાતા થયો નહિ. એ વાત નિર્વિવાદ છે કે ઇશ્વર ભક્તિ દઢતાથી કરવામા આવે તો

અવશ્ય કલ્યાણ થાય. પરંતુ દઢતા રાખવી એ કામ મનનું છે. મન શુદ્ધ ન હોય તો વિશ્વાસમાં અડગ રહિ શકતું નથી. એનો પ્રત્યક્ષ અનુભવ હાલના ભક્તિમાર્ગમાં પડેલા માનવોમાંથી થાય છે એ સુજ્ઞોને સૂચના કરવી પડે તેમ નથીજ.

કર્મ અને ભક્તિમાર્ગ શિથિલ થતાં સ્વાર્થ બુદ્ધિની માત્રા વૃદ્ધિ પામી. જેને પરિણામે ધર્મ, ગૃહ અને રાજ્યમાં અનેક પ્રકારની અવ્યવસ્થા પ્રસરી. ઉન્નતિનો પ્રવાહ અવનતિને માર્ગે વહેવા લાગ્યો. એ અધમતા ગર્ત–ખાડમાંથી ભારતના ઉદ્ધાર માટે ભગવાન્ શ્રીશંકર શંકરાચાર્યરૂપે પ્રકટયા. અને કર્મ તથા ઉપાસનાની બરાબર વ્યવસ્થા કરી જ્ઞાન માર્ગનું સ્થાપન કર્યું. જે અધિકાર અવ્યવસ્થાને પામ્યો હતો, તેની બરાબર વ્યવસ્થા કરી પુનઃ ભારત વર્ષની ઉન્નતિનાં દ્વાર ઉઘાડયાં. પણ લાંબેકાળે તે માર્ગ પણ ઘસારામાં પડયો અને જ્ઞાન પણ ઉપહાસ્ય કક્ષામાં આવ્યું.

કર્મ, ઉપાસના–ભક્તિ અને જ્ઞાન ત્રણેની શિથિલતા થવામાં મુખ્ય કારણ લોકો સ્વધર્મથી પાછા હટયા તેજ છે. છતાં કોઇ કોઇ સ્થળે ધર્મ પ્રેમી પુરૂષો છે. તેઓ કર્મ, ઉપાસના અને જ્ઞાન ત્રણ-માંથી એકાદને ( જેને અનુસરતા હોય તેને ) શોભાવે છે. એટલુંજ નહિ, પણ જે કોઇ તેમના સંગી હોય તેમને પણ એ સુખકર માર્ગે દોરે છે, જેને લઇ હજુ પણ હિંદમાંથી સુખનાં બીજ છેક ગયાં તો નથીજ.

એજ રીતે કાઠિયાવાડમાં જન્મ ધારણ કરી બ્રહ્મચર્ય અવ-સ્થામાંથી સન્યસ્ત દીક્ષા લઇને સ્વામીશ્રી ચિદ્દઘનાનંદજી ઝારોલા નામે ગામમાં નિવાસ કરતા હતા. તેમણે વેદાન્તનો સારો અભ્યાસ કર્યો હતો. સંન્યાસ ધારણ કર્યા પછી શ્રુતિ કહે છે તેમ આત્માનું કથન, આત્માનું ચિંતન અને આત્માનોજ બોધ આપવાનું મુખ્ય કાર્ય સ્વીકાર્યું હતું. મહાત્મા પુરૂષોના પૂર્વાશ્રમનું ચારિત્ર્ય બહુધા

પૂર્ણ મળી આવતું નથી એટલે તે બાબતનો ઉલ્લેખ અત્રે કરવામાં આવ્યો નથી. તેમનું સાધુ જીવન જેમાંથી જીવાત્માને કેટલુંક હિત-કારક જાણવાનું મળે એવા ઉદ્દેશથી અત્રે સંક્ષેપમાં આપવામાં આવે છે.

સ્વામીશ્રી ચિમાનંદજી પાસે તેમણે દીક્ષા લીધી હતી અને અમદાવાદમાં રહેતા સ્વામી હરનામગિરિજી (પ્રજ્ઞાચક્ષુ) પાસે વ્યા-કરણનો કેટલોએક ભાગ અને ભાષા ગ્રંથોનો અભ્યાસ કરી થોડી મુદત કાશીમાં જઇને પણ નિવાસ કર્યો હતો. ત્યાર બાદ આવી તેમણે ઝારોળામાં સ્થિતિ કરી હતી. તે વખતે ઝારોળા વાસીઓને વેદાન્તનું સ્વપ્નું પણ નહોતું, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથીજ. સ્વામી ચિદ્દઘનાનંદજી આવીને વસ્યા. પછી તેમણે કથાનો આરંભ કર્યો અને પ્રથમ તો લોકો નવું સમજી આવવા લાગ્યા. એક તો વેદાન્ત વિષય કઠિણ બીજી તરફ ગામડાનાં લોકની એના સંસ્કાર રહિત બુદ્ધિ છતાં પોતાના અનુભવને બળે એ લોકો વેદાન્ત રહસ્યને સમજી શકે તેમ વેદાન્તની કથા ચલાવી. કેટલાંએક સંસ્કારી સ્ત્રી પુરૂષો (જેમનાં પૂર્વ જન્મના પુણ્યનો સંચય હતો) ને તે સંસ્કાર જાગ્રત થયા. કેટલાએક જિજ્ઞાસુઓ તો પંચીકરણ, વિચાર-સાગર, આત્મપુરાણ, પંચદશી વિગેરે વેદાન્તના ગ્રંથો તેમની પાસે વિચારવા લાગ્યા. અને ધીમે ધીમે ઝારોળામાં વેદાન્ત પ્રચાર થવા લાગ્યો.

સંગનો રંગ જલદી લાગે છે. એ રીતે ઝારોળાની પ્રવૃત્તિને જોઇ રાસવાળા લોકો પણ સ્વામીશ્રી ચિદ્દઘનાનંદજી પાસે જ્ઞાન પ્રાપ્તિ માટે આવવા લાગ્યા. ગજેરાના હરિજનો પણ તેમના જ્ઞાનનો લાભ લેવા લાગ્યા. એવામાં કેટલાએક મહાત્માઓની વૈદામાં પ્રવૃત્તિ જોઇને સ્વામીશ્રીને પણ વૈદુ કરવાનો શોખ થયો. તેમની બુદ્ધિ તીવ્ર હતી. એટલે કેટલાએક ગ્રંથો જોઇને તથા કેટલાએક અનુભવીઓની પાસેથી ઔષધીઓનાં રહસ્ય જાણી વૈદાની પ્રવૃત્તિ કરી. જોકે તેમનો ઉદ્દેશ આ ધંધામાંથી ધન કમાવાનો તો નહોતોજ. પણ ગામડામાં

વૈદ્યનો અભાવ હોવાથી લોકોને સામાન્ય મદદ કરી આશ્વાસન આ
શકાય એવા પરોપકાર ભાવથી એ ક્રિયાનો આરંભ કરવામાં આવ્
હતો, આશરે બે એક વર્ષ એ પ્રવૃત્તિ ચલાવી, પણ તેમાં બહિર્મુખત
અને દેહાધ્યાસની અધિકતા જોઇ એટલે તે કાર્યને છોડી દીધું.

વૈદાનું કાર્ય ચાલતું હતું છતાં વેદાન્ત વિચાર છોડયો નહોતે
વેદાન્ત વિચારની સાથે લોકોને સત્કર્મમાં પણ યોજતા હતા. જય
ઉજ્જેનનો કુંભ મેળો હતો ત્યારે કેટલાએક ભક્તોને સાથે લઇ પો
ઉજ્જેણ ગયા હતા. તે વખતે મારો (ઉપોદ્ઘાત લેખકનો) ને તેમને
મેળાપ ગોધરા સ્ટેશનથી થયો હતો. ત્યારે વેદાન્ત સમ્બન્ધે બ
સારા વિચારો કર્યા હતા. ત્યારબાદ મારી સૂચનાથી તેમણે પદ્ય રચન
તરફ મનોવૃત્તિવાળી જેનું પરિણામ આ પુસ્તક છે. હરદ્વારના કું
વખતે પણ કેટલાએક ભક્તોને લઇ ગયા હતા, અને ત્યાંથી પા
ફરતાં કાશી, મથુરાં, અયોધ્યા, વિગેરે તીર્થ સ્થળોમાં સ્નાન ક
યથાશક્તિ પુન્યદાન કરાવી સર્વ ભક્તોને સંભાળપૂર્વક પાછા લાવ્ય
હતા. ઝારોળા વાસીઓએ યાત્રા વિગેરે કર્યું તે પ્રતાપ સ્વામીશ્રીનોજ છે

મહાત્મા પુરૂષો પોતે તો તરેલા છેજ, પણ તે બીજાઓ
તારે છે. એટલુંજ નહિ. પાછળ એવી યોજના કરતા જાય છે
સત્સંગનો પ્રવાહ અખંડ ચાલતો રહે અને તે ગામના લોકોને ઉત્ત
લાભ મળ્યાજ કરે. તે પ્રમાણે મહાત્માશ્રીએ પણ ઝારોળા મુકા
સં. ૧૯૬૮માં એક મકાન બાંધ્યું અને તેની વ્યવસ્થા કરી સત્સંગ
મૂળ ઊંડા રોપ્યાં. જ્ઞાની પુરૂષોને દેહની મમતા હોતીજ નથ
તદનુસાર તે અહં મમત્વથી રહિત જ હતા. એ વાત તો તેમ
સંગ કરી રાત્રિ દિવસ જે તેમની પાસ રહેતા હતા તેજ સમજી શ
આગંતુકોને તો, અગર દૂરથી જોનારને તો, તે મર્મ સમજાય તે
નથી જ. जातस्य हि ध्रुवो मृत्युः॥ ઉત્પન્ન થએલાનું મૃત્યુ જરૂર છે
એ ન્યાયે તેમના શરીરમાં વિકૃત્તિ વધતાં પાછલો ભાગ સડી ગ

તેથી સવ ભકતોના આગ્રહથી તેમને અમદાવાદ લઇ જવામાં આવ્યા, ત્યાં ઓપરેશન કર્યું, છતાં કોઇ પણ પ્રકારનો ફેરફાર જણાયો નહિ. છેવટે તે શરીરરૂપ ઉપાધિનો પરિત્યાગ કરીને તેમનો આત્મા અખંડ અભેદ આનંદરૂપે થઇ રહ્યો.

જે જે ભકતો તેમની સેવામાં ઉપસ્થિત હતા તેમણે તેમની જમીન દાહની ક્રિયા કરી ને સર્વ સંસ્કારો કર્યા પછી તે સર્વ ઝારોળા આવ્યા.

વેદાન્તનો અટલ સિદ્ધાન્ત એજ છે કે આત્મા અમર છે. જે શરીર દ્વારા તે બોલતો હતો તે શરીર તો લય પામી ગયું. પણ તેનો શબ્દરૂપ દેહ કાયમ રહ્યો. એ શબ્દના રહસ્યને સમજી અન્ય જીવાત્મા ઓ પણ અખંડ સુખનો અનુભવ કરે એજ અંતિમ અભિલાષા. ૐ શમ્.

શાન્તિ: શાન્તિ: શાન્તિ:

ખંભાત.
ચન્દનલક્ષ્મી પાઠશાળા
સં. ૧૯૮૩ના શ્રાવણી.
તા ૧૩–૮–૨૭.

લિ૦
યતિ મુકુન્દાશ્રમજી
વ્યાખ્યાન વાચસ્પતિ.



स्वामिश्री चिद्घनानंदजी

દીક્ષા સં. ૧૯૫૮. નિર્વાણ સં. ૧૯૭૫.

निवास स्थल झारोला.

જોશી આર્ટ, કોટ–મુંબઈ.





तस्मै [illegible]ने नमः

# श्रीचिद्घन विलास भजनावली.

## मंगलम्.

### शिखरिणी.

अहं ब्रह्मानन्दस्त्वमपि च तदाख्यः सुविदित-
स्ततोऽहं भिन्नो नो कथमपि भवतः श्रुतिदृशा ।
तथा चेदानीं त्वं त्वयि मम विभेदस्य जननीं
स्वमायां संवार्य प्रभव मम भेदं निरसितुम् ॥

**અર્થ**—હું બ્રહ્માનંદરૂપ (આત્મા) છું અને તમે પણ તેજ નામથી (સચ્ચિદાનંદ રૂપે) પ્રસિદ્ધ છો. તેથી શ્રુતિની દૃષ્ટિથી હું કોઇ રીતે આપનાથી જૂદો નથી. તો પણ તમારામાં ને મારામાં ભેદને ઉત્પન્ન કરનારી આપની–પોતાની માયાને તમે સંકેલીને મારા ભેદનો નાશ કરવાને વિશેષ રૂપે થાઓ. અસ્તુ.

## श्रीव्यासनारद संवाद.

### અધ્યાય ૧ લો.

### માયાની વિક્ષેપ શક્તિ.

**દોહરો.**

સચ્ચિદાનંદરૂપ જે, સ્વયં પ્રકાશ અનૂપ;
તે વિભુને વંદન કરૂં, જે છે મંગળરૂપ. ૧

સગુણ સ્વરૂપે છે સદા, બ્રહ્મજ્ઞાની ગુરૂદેહ;
પદ પંકજ તેના નમું, ટાળ્યા સહુ સંદેહ. ૨

સગુણ નિર્ગુણ ઉભયને, વંદન વારંવાર;
મારી મદદે આવજો, કરૂં વાત વિસ્તાર. ૩

વ્યાસ તથા નારદ તણો, જે સંવાદ અનૂપ;
સાંભળતાં જન પ્રેમથી, પડે નહિ ભવ કૂપ. ૪

જનમેજય પૂછે પ્રભો, વ્યાસ ગુરૂ મહારાજ;
તવ વચનામૃત પાનથી, તૃપ્તિ થાય ન આજ. ૫

આપશ્રીએ મુજને કહ્યું, વિચિત્ર જે આખ્યાન;
હૈહયોના જન્મની, સમજાવીને સાન. ૬

એ વિષયમાં ઉપજ્યો, મુજ મનમાં સંદેહ;
દયા કરીને દૂર કરો, ખટકે હૃદયે તેહ. ૭

વિષ્ણુ શ્રીલક્ષ્મીપતિ, સહુ દેવોના દેવ;
સ્વયં જગતના નાથનો, કોઇ ન જાણે ભેવ. ૮

સૃષ્ટિ સ્થિતિ પ્રલયના, તે પોતે કરનાર;
અખંડ અવિનાશી સદા, પાપોના હરનાર. ૯

તે વિષ્ણુ ઘોડા તણું રૂપ ધારીને કેમ;
પરાધીન પોતે થયા, એ છે મનમાં વ્હેમ. ૧૦

સદા સમર્થ સર્વજ્ઞ છો, વ્યાસ આપ મુનિરાય;
વિસ્તારી સઘળું કહો, સંશય મનનો જાય. ૧૧

**ચોપાઈની રાહ.**

વિષ્ણુ આદિ જો જ્ઞાની હોય, તેને માયા નડે નહિ કોય;
છતાં માયા કાં મોહ પમાડે, અશ્વરૂપ ધરાવી રમાડે. ૧

જો ઇશ્વર અજ્ઞાની હોય, તો જગતમાં જ્ઞાની ન કોય;
આથી જૂઠું ઠરે છે વેદાન્ત, તેથી મોક્ષનો જાય સિદ્ધાન્ત. ૨

ચિત્ત શુદ્ધિ કર કર્મ ને ભક્તિ, તેથી જ્ઞાનની વાધે છે શક્તિ;
જ્યારે જ્ઞાનનો થાએ વિનાશ, ત્યાં કર્મ ભક્તિની શી આશ. ૩
વ્યાસ કહે સુણ જનમેજય રાય, વિષ્ણુ આદિક જ્ઞાની ગણાય,
શક્તિ માયાની બે જાણ, આવરણ વિક્ષેપ નામ પ્રમાણ. ૪
જ્ઞાને થાએ આવરણ ભંગ, રહે ચિત્તમાં વિક્ષેપ સંગ;
જહાં સુધી પ્રારબ્ધનો અંશ, તહાં સુધી વિક્ષેપનો વંશ ૫
તેથી પરતંત્ર જેવા તે ભાસે, સઘળું સંભવે માયા આભાસે;
માટે જ્ઞાનીની ધારા ન ખૂટે, જેના દ્વારે બંધન તૂટે. ૬
આથી શાસ્ત્ર નકામાં ન થાય, એવું જાણ જનમેજયરાય:
જતાં આવરણે જીવન્મુક્તિ, વિણ વિક્ષેપે વિદેહ મુક્તિ. ૭

### દોહરો.

દેવ ઋષિ નારદ થકી, સુણી સહુ મેં વાત.
તે સંભળાવું તુજને, એથી થા નિર્ભ્રાન્ત. ૧

રાગ-(રઢીઆળો રણમાં જાયરે ઉત્તરા નવ આવી).

એક સમે જનમેજયરાયરે, હું વિચાર કરૂં. ટેક.
સરસ્વતી તીર તરૂ છાયરે. હું વિચાર કરૂં. ૧
ત્યાંતો આવ્યા નારદ દેવરે, હું વિચાર કરૂં.
જાણે વિદ્યાનો સઘળો ભેવરે; હું વિચાર કરૂં.
એતો બ્રહ્માના માનસ તનરે, હું વિચાર કરૂં.
વળી પૂરા છે તપસ્વીજનરે. હું વિચાર કરૂં. ૨
જેની ગતિ ત્રિલોકની માંહરે, હું વિચાર કરૂં.
જેનો અવરોધ થાય ન ક્યાંયરે; હું વિચાર કરૂં.
ત્રણે કાળનું જેને જ્ઞાનરે, હું વિચાર કરૂં.
જોઈ અંતર ઉપજ્યું માનરે. હું વિચાર કરૂં. ૩

વિદ્યાવાનને શાન્ત સ્વરૂપરે, હું વિચાર કરૂં.
એ છે અનુભવીઓના ભૂપરે; હું વિચાર કરૂં.
રૂડા વગાડે વીણાના તારરે, હું વિચાર કરૂં.
મુખે શ્રીહરિ નામ ઉચ્ચારરે. હું વિચાર કરૂં. ૪

બ્રહ્મ તેજ તે જેનું અપારરે, હું વિચાર કરૂં.
તેથી જાણે સંસાર અસારરે; હું વિચાર કરૂં.
ફરે મુનિ પરમારથ કામરે, હું વિચાર કરૂં.
અણચિંત્યા આવ્યા મુજ ધામરે. હું વિચાર કરૂં. ૫

સહુ તીર્થના તીર્થ સ્વરૂપરે, હું વિચાર કરૂં.
આશ્રમ શમ્યાપ્રાસ અનૂપરે; હું વિચાર કરૂં.
જ્યાં છે સિદ્ધ લોકોના નિવાસરે, હું વિચાર કરૂં.
બેઠો ચિત્તમાં થઇ ઉદાસરે. હું વિચાર કરૂં. ૬

દીઠા નારદને તેણી વારરે, હું વિચાર કરૂં.
ઊઠી સ્નેહે કર્યા નમસ્કારરે; હું વિચાર કરૂં.
અર્ધ્ય પાદ્યથી પૂજન કીધુંરે, હું વિચાર કરૂં.
એવા અતિથિને આસન દીધુંરે. હું વિચાર કરૂં. ૭

બેઠા શાન્તિ પામી મુનિરાયરે, હું વિચાર કરૂં.
યોજ્યો પ્રશ્ન કર્યાનો ઉપાયરે; હું વિચાર કરૂં.
ક્યાં છે જગતના જીવને સુખરે, હું વિચાર કરૂં.
ધન, સુત, ગૃહ, દારામાં દુઃખરે; હું વિચાર કરૂં. ૮

જ્યારે દુઃખ વિષે સર્વ કાળરે, હું વિચાર કરૂં.
સંતો શીદ કરે કર્મ જંજાળરે; હું વિચાર કરૂં.
જાતે અનુભવ એવો કીધોરે, હું વિચાર કરૂં.
જન્મ આપી માએ છોડી દીધોરે. હું વિચાર કરૂં. ૯

રાખી કર્મ તણો આધારરે, હું વિચાર કરૂં.
વૃદ્ધિ પામ્યો વનમોજારરે; હું વિચાર કરૂં.
ઇચ્છા સુતની અંતર ધારીરે, હું વિચાર કરૂં.
તપથી આરાધ્યા ત્રિપુરારીરે. હું વિચાર કરૂં. ૧૦

દૃઢ ઉપાસના દીલ જામીરે, હું વિચાર કરૂં.
તેથી પુત્ર થયો શુક જ્ઞાનીરે, હું વિચાર કરૂં.
સહુ વેદનો જેમાં સારરે, હું વિચાર કરૂં.
ભણાવ્યું ભાગવત તે વારરે. હું વિચાર કરૂં. ૧૧

સુણી શુક તમારાં વચનરે, હું વિચાર કરૂં.
થયો જ્ઞાન વિષે લવલીનરે; હું વિચાર કરૂં.
મને વિરહ વ્યથામાં નાખીરે; હું વિચાર કરૂં.
પરલોક ગયો મુજ પાખીરે. હું વિચાર કરૂં. ૧૨

થયો પુત્ર વિયોગનો તાપરે, હું વિચાર કરૂં.
મૂકી મેરૂ ને ચાલ્યો આપરે; હું વિચાર કરૂં.
ખેદે કષ્ટ પામ્યો બહુ તનરે; હું વિચાર કરૂં.
થયું માતાને મળવાનું મનરે. હું વિચાર કરૂં. ૧૩

જગ મિથ્યા કહે છે વેદરે, હું વિચાર કરૂં.
સમજુ તોએ ન જાએ ખેદરે; હું વિચાર કરૂં.
આવ્યો કુરૂ જાંગલને વનરે, હું વિચાર કરૂં.
જાણ્યું માતનાં થયાં લગનરે. હું વિચાર કરૂં. ૧૪

શ્રી સરસ્વતીને તીરરે, હું વિચાર કરૂં.
બાંધ્યો આશ્રમ ધારીને ધીરરે; હું વિચાર કરૂં.
મૃત્યુ પામતાં શંતનુ તાતરે, હું વિચાર કરૂં.
રહ્યાં ભ્રાત બે વિધવા માતરે. હું વિચાર કરૂં. ૧૫

બુદ્ધિમાને ભીષ્મે વિચારીરે, હું વિચાર કરૂં.
ચિત્રાંગદને કીધો છત્રધારીરે; હું વિચાર કરૂં.
રૂપે જાણે બીજો કામ દેવરે, હું વિચાર કરૂં.
કાળે ઝડપી લીધો તતખેવરે. હું વિચાર કરૂં. ૧૬

લાગ્યો પુત્રમૃત્યુનો આઘાતરે, હું વિચાર કરૂં.
તેથી શોકમાં ડૂબ્યાં માતરે; હું વિચાર કરૂં.
દુ:ખી માતને જ્યારે મેં જાણીરે, હું વિચાર કરૂં.
જવા વૃત્તિ અતિ ઉભરાણીરે. હું વિચાર કરૂં. ૧૭

જઇને ભીષ્મે ને મેં સમજાવીરે, હું વિચાર કરૂં.
ત્યારે માતાને શાન્તિ આવીરે; હું વિચાર કરૂં.
ભીષ્મ રાજ્યને સ્રીના ત્યાગીરે; હું વિચાર કરૂં.
લીધી પ્રતિજ્ઞા નવ ભાગીરે. હું વિચાર કરૂં. ૧૮

વિચિત્રવીર્ય મારો ભાઇરે, હું વિચાર કરૂં.
પછી ફેરવી તેની દુહાઇરે, હું વિચાર કરૂં.
ભીષ્મે સહુ રાજાને હરાવ્યારે; હું વિચાર કરૂં.
કાશી રાજાની કન્યા બે લાવ્યારે. હું વિચાર કરૂં. ૧૯

હરી લાવી માતાને આપીરે, હું વિચાર કરૂં.
મારા વીરની વહૂઓ કરી સ્થાપીરે; હું વિચાર કરૂં.
નૃપ ભાઇ તે પરણ્યો જ્યારેરે, હું વિચાર કરૂં.
થયો આનંદ મનમાં ત્યારેરે. હું વિચાર કરૂં. ૨૦

જ્યારે પૂર્ણ જૂવાનીમાં આવ્યોરે, હું વિચાર કરૂં.
ત્યારે ક્ષય રોગે તેને દબાવ્યોરે; હું વિચાર કરૂં.
મૃત્યુ પામ્યો તેને નહિ તનરે, હું વિચાર કરૂં.
તેથી શોક માતાને મનરે. હું વિચાર કરૂં. ૨૧

મારા બંધુની બેઉ જે નારીરે, હું વિચાર કરૂં.
તેનો સ્નેહ પરસ્પર ભારીરે, હું વિચાર કરૂં.
કરી વંદન વહુઓ કહે વાતરે, હું વિચાર કરૂં.
તમે સાંભળોને મારી માતરે. હું વિચાર કરૂં. ૨૨
અમે પતિ સાથે સતીઓ થઇશુંરે, હું વિચાર કરૂં.
સ્વર્ગે નંદનવનમાં જઇશુંરે; હું વિચાર કરૂં.
માએ ભીષ્મ સાથે કર્યો મંત્રરે, હું વિચાર કરૂં.
હવે કેમ રાખવું રાજ તંત્રરે. હું વિચાર કરૂં. ૨૩
સમજાવી પછી કુળ નારીરે, હું વિચાર કરૂં.
પ્રજા માટે એ વાત વિચારીરે; હું વિચાર કરૂં.
પુત્ર પાછળ ક્રિયા સહુ કીધીરે, હું વિચાર કરૂં.
શ્રાદ્ધ અંજલિ પણ તેને દીધીરે. હું વિચાર કરૂં ૨૪
મતાએ સમરણ મારૂં કીધુંરે, હું વિચાર કરૂં
તે મેં મનથી જાણી લીધુંરે, હું વિચાર કરૂં.
વેગે હસ્તિનાપુરમાં આવીરે, હું વિચાર કરૂં.
ઊભો માતાને શીશ નમાવીરે. હું વિચાર કરૂં. ૨૫
દિસે દુઃખથી દુર્બળ દેહરે, હું વિચાર કરૂં.
જેના મનમાં છે પુત્રનો છેહરે; હું વિચાર કરૂં.
કેમ સ્મૃતિ કરી મારી માતરે, હું વિચાર કરૂં.
કામ કર્યું કરવાનું છે ખાસરે. હું વિચાર કરૂં. ૨૬
આજ્ઞા આપ કરો આ વારરે, હું વિચાર કરૂં.
સહુ કરવાને દાસ તૈયારરે; હું વિચાર કરૂં.
તમે તીર્થ ને ઇષ્ટ દેવરે, હું વિચાર કરૂં.
આવ્યો બોલાવ્યો તતખેવરે. હું વિચાર કરૂં. ૨૭

કહો કાર્ય શું કરવું મારેરે, હું વિચાર કરૂં.
બોલો માતુશ્રી વગર વિચારેરે; હું વિચાર કરૂં.
કહ્યું નારદ એવું મેં જ્યારેરે, હું વિચાર કરૂં.
ભીષ્મ સામે જોઇ બોલ્યાં (તે) ત્યારેરે. હું વિચાર કરૂં. ૨૮

પુત્ર તમારો જે કૃધભાઈરે, હું વિચાર કરૂં.
પામ્યો મૃત્યુ ક્ષયરોગે પીડાઇરે હું વિચાર કરૂં.
તારા પિતાનો જાય છે વંશરે, હું વિચાર કરૂં.
મારા મનમાં તે દુ:ખનો અંશરે. હું વિચાર કરૂં. ૨૯

લઇ ભિષ્મ તણો અભિપ્રાયરે, હું વિચાર કરૂં.
મેં બોલાવ્યો તુજને ભાઇરે; હું વિચાર કરૂં.
સાંભળ પરાશરના અંશરે, હું વિચાર કરૂં.
રાખવા શંતનુનો વંશરે. હું વિચાર કરૂં. ૩૦
કાર્ય સિદ્ધ થવાને સારૂરે, હું વિચાર કરૂં.
કરો દુ:ખમાંથી રક્ષણ મારૂંરે હું વિચાર કરૂં.
વૃદ્ધિ પામે રાજાનું કુળરે, હું વિચાર કરૂં
થાઓ એમ અમને અનુકૂળરે. હું વિચાર કરૂં. ૩૧

રૂપ યૌવનથી ભરપૂરરે, હું વિચાર કરૂં.
દિસે બન્નેનું ઉત્તમ નૂરરે; હું વિચાર કરૂં.
કાશી રાજાની બાળા બે અંગરે, હું વિચાર કરૂં.
કરો પુત્ર માટે તેનો સંગરે. હું વિચાર કરૂં. ૩૨

વંશ ભરતનો એ રીતે રાખોરે, હું વિચાર કરૂં.
દુ:ખ સર્વના દૂર કરી નાખોરે; હું વિચાર કરૂં.
મોટી બુદ્ધિ વાળા છો આપરે. હું વિચાર કરૂં.
નહિ લાગે તેમાં તમને પાપરે. હું વિચાર કરૂં. ૩૩

સુણી માતાનાં એવાં વચનરે, હું વિચાર કરૂં.
થયું લજ્જાથી વ્યાકુલ મનરે; હું વિચાર કરૂં.
ચિંતાતુર થયું મન જાણીરે, હું વિચાર કરૂં.
માત પાસ વદ્યો નમ્ર વાણીરે. હું વિચાર કરૂં. ૩૪

પર નારીનો સંગ છે જેહરે, હું વિચાર કરૂં.
પાપોમાં મોટું પાપ છે તેહરે; હું વિચાર કરૂં.
સર્વ ધર્મના મર્મને જાણુંરે, હું વિચાર કરૂં.
કેમ પ્રીતિ કુકર્મમાં આણુંરે. હું વિચાર કરૂં. ૩૫

વળી ન્હાનાભાઇની જે વહુરે, હું વિચાર કરૂં.
ગણે પુત્રી સમાન તે સહુરે; હું વિચાર કરૂં.
કીધો માતા મેં વેદ વિચારરે, હું વિચાર કરૂં.
કરૂં કેમ નીચો વ્યભિચારરે. હું વિચાર કરૂં. ૩૬

અનુસરી અન્યાયની રીતિરે, હું વિચાર કરૂં.
કુળ રાખવું નથી એ નીતીરે; હું વિચાર કરૂં.
જેનો પાપી હોએ પરિવારરે, હું વિચાર કરૂં.
તેના પિતૃઓનો નહિ ઉદ્ધારરે. હું વિચાર કરૂં. ૩૭
સહુ લોકને બોધ દેનારરે, હું વિચાર કરૂં.
તથા પુરાણનો કરનારરે; હું વિચાર કરૂં.
તેથી આવું મહા નીચ કામરે, હું વિચાર કરૂં.
માતા કરવા ધરૂં કેમ હામરે. હું વિચાર કરૂં. ૩૮

પુત્ર શોકનો મનમાં તાપરે, હું વિચાર કરૂં.
વધ્યો મારા વચનથી સંતાપરે; હું વિચાર કરૂં.
મારાં વચન સુણી તે વારેરે. હું વિચાર કરૂં.
સત્યવતી ફરી બોલ્યાં ત્યારેરે. હું વિચાર કરૂં. ૩૯

વ્યાસ સાભળ મારા તનરે, હું વિચાર કરૂં.
ગુરૂ જનનાં પાળ વચનરે; હું વિચાર કરૂં.
ભલે દોષવાળું તે હોયરે, હું વિચાર કરૂં
તેમાં સંશય કરવો ન કોયરે. હું વિચાર કરૂં. ૪૦

સમજી શિષ્ટાચાર પ્રમાણુરે, હું વિચાર કરૂં.
વેદ આજ્ઞાએ અંતર આણુરે; હું વિચાર કરૂં.
તેમાં તમને નથી કાંઇ દોષરે, હું વિચાર કરૂં.
કરો માતાનું મન સંતોષરે. હું વિચાર કરૂં. ૪૧

ડુબી શોક સમુદ્રની માંહેરે, હું વિચાર કરૂં.
કાઢો પુત્ર ગ્રહીને બાંહેરે; હું વિચાર કરૂં.
એ છે સૂક્ષ્મ ધર્મનો મર્મરે, હું વિચાર કરૂં.
બોલ્યા ભીષ્મ કરો એ કર્મરે. હું વિચાર કરૂં. ૪૨

કહે ભીષ્મ ન કરશો વિચારરે, હું વિચાર કરૂં.
તમે સુખથી કરોને વિહારરે; હું વિચાર કરૂં.
માતા વચનને શીર ચઢાવોરે, હું વિચાર કરૂં.
અન્ય ધર્મ નથી આવોરે. હું વિચાર કરૂં. ૪૩

મત આપ્યો એ ભીષ્મે જ્યારેરે, હું વિચાર કરૂં.
માત માગણી સ્વીકારી ત્યારેરે; હું વિચાર કરૂં.
થયો નીચ કામ કરવા તૈયારરે, હું વિચાર કરૂં.
નહિં સંશય તેમાં લગારરે. હું વિચાર કરૂં. ૪૪

રજસ્વલા અંબિકા થઇ જ્યારેરે, હું વિચાર કરૂં.
કર્યો ભોગ શુદ્ધ થઇ ત્યારેરે; હું વિચાર કરૂં.
મારૂં રૂપ ભયંકર ભાળીરે, હું વિચાર કરૂં.
કચવાણી તે મનથી નારીરે. હું વિચાર કરૂં. ૪૫

દીધો શાપ તેને તે વારેરે, હું વિચાર કરૂં.
થશે આંધળો પુત્ર તો તારેરે; હું વિચાર કરૂં.
જ્યારે માતા જોઇ એકાંતરે, હું વિચાર કરૂં.
પૂછી પ્રેમથી મુજને વાતરે. હું વિચાર કરૂં. ૪૬
થયું અંબિકાને ગર્ભાધાનરે, હું વિચાર કરૂં
કહો પુત્ર એ વાત પ્રમાણુરે; હું વિચાર કરૂં.
કર્યું લજ્જાથી નીચું મેં મુખરે, હું વિચાર કરૂં.
થાશે સાંભળી માતાને દુઃખરે. હું વિચાર કરૂં. ૪૭
તમે સાંભળો મારી વાતરે, હું વિચાર કરૂં.
થશે પુત્ર અંબિકાને માતરે; હું વિચાર કરૂં.
શાપ આપ્યો કરીને સંબંધરે, હું વિચાર કરૂં.
તેને આવશે પુત્ર અંધરે. હું વિચાર કરૂં. ૪૮
કહ્યાં હશે કઠોર વચનરે, હું વિચાર કરૂં.
પણુ શાપ દેવો નોતો તનરે; હું વિચાર કરૂં.
કહ્યું જે વિત્યું તે ઋષિરાયરે, હું વિચાર કરૂં.
થયો પૂર્ણ પહેલો અધ્યાયરે. હું વિચાર કરૂં. ૪૯

એ રીતે વ્યાસ નારદના સંવાદમાં પ્રથમ અધ્યાય.

---

## અધ્યાય ૨ જો.

## વ્યાસજીનો મોહ.

( રાગ—ઉપરનો. )

કહે વ્યાસ સુણો ઋષિરાયરે, નારદજી.
કહું માયાનો મહિમાયરે; નારદજી.
વાત શાપની સાંભળી જ્યારેરે, નારદજી.
ભય પામ્યાં સત્યવતી ત્યારેરે. નારદજી. ૧

માછીમારે કન્યા કરી રાખ્યાંરે, ન રદજી.
પુત્ર માટે વચન બહુ ભાખ્યાંરે; નારદજી.
બોલ્યાં માત કરીને વિચારરે, નારદજી.
વિચિત્ર વીર્યની બીજી નારરે. નારદજી. ૨

અંબાલિકા તેનું છે નામરે, નારદજી.
છે વિધવા પણ ગુણનું ધામરે; નારદજી.
તેનો સંગ કરો તમે સુતરે, નારદજી.
જેથી પ્રકટે ઉત્તમ પુતરે. નારદજી ૩

કાશીરાજાની કન્યા રૂપાળીરે, નારદજી.
સરવે સારાં લક્ષણવાળીરે; નારદજી.
નથી અંધને રાજ્યાધિકારરે, નારદજી.
માટે પુત્ર કરો બીજો વરરે. નારદજી. ૪

માના વચનનો કરીને સ્વીકારરે, નારદજી.
રહ્યો હસ્તિનાપુર મોઝારરે; નારદજી.
રજો દર્શનથી થઇ શુદ્ધરે, નારદજી.
કરી ગર્ભાધાનની બુદ્ધરે. નારદજી. ૫

હતું એકાન્તે ઘર જહાંરે, નારદજી.
આવી લજાતી લજતી તહાંરે, નારદજી.
મને જટાવાળો ને તપસ્વીરે, નારદજી.
દીઠો જિતેંદ્રિય મનસ્વીરે. નારદજી. ૬

ઋષિ રસ વિનાનો જાણીરે, નારદજી.
ફીક્કી પડીને પામી ગ્લાનિરે; નારદજી.
એના મુખપર પસીનો આવ્યોરે, નારદજી.
માસે પ્રેમ ન તેને ભાવ્યોરે. નારદજી. ૭

કમ્પે કામિની ઉભી પાસેરે, નારદજી.
ધ્રુજે અંતર તેનું શ્વાસેરે; નારદજી.
ક્રોધ કરી કહ્યું સુણ કર્ણરે, નારદજી.
તને પુત્ર થાશે પાંડુ વર્ણરે. નારદજી. ૮

દેખી રૂપ તણો અહમેવરે, નારદજી.
આપ્યો શાપ તેને તતખેવરે; નારદજી.
તેનો સંગ પછી મેં કીધોરે, નારદજી.
જવા હુકમ માનો મેં લીધોરે. નારદજી. ૯

આવ્યો સરસ્વતીને તીરરે, નારદજી.
બેઠો સંયમ ધારી સ્થિરરે; નારદજી.
બેઉ નારીને પ્રસવ્યા તનરે, નારદજી.
તોએ માનું પ્રસન્ન ના મનરે. નારદજી. ૧૦

અંધનું છે ધૃતરાષ્ટ્ર નામરે, નારદજી.
પાંડુ પાંડુંનું શરીર તમામરે; નારદજી.
બન્ને બાળકના દેખી દોષરે, નારદજી.
થયો માને અતિ અસંતોષરે. નારદજી. ૧૧

ગયું વર્ષ જ્યારે એક વીતીરે, નારદજી.
તેડયો માએ ધરી મન પ્રીતિરે; નારદજી.
કહે માત સુણો મારી વાતરે, નારદજી.
થયા પુત્ર તમથી બે તાતરે. નારદજી. ૧૨

નથી રાજ્યને લાયક એકરે, નારદજી.
આપો ત્રીજો પુત્ર વિવેકરે; નારદજી.
જ્યારે સંમતિ આપી એવીરે, નારદજી.
થયા પ્રસન્ન સત્યવતી દેવીરે. નારદજી. ૧૩

અંબિકાને ફરી સમજાવીરે, નારદજી.
પણ તે તો શય્યામાં ના આવીરે; નારદજી.
રૂપ યોવન સંપન્ન દાસીરે, નારદજી.
આવી પૂરણ પ્રેમ પ્રકાસીરે. નારદજી. ૧૪

લાલ ચંદન પુષ્પની માળારે, નારદજી.
હંસગતિ યુક્ત એ બાળારે; નારદજી.
કરે સુંદર હાવ ને ભાવરે, નારદજી.
લીધો કરી સમાગમ લાવરે. નારદજી. ૧૫

કરી રાત બધી તેણે ક્રીડારે, નારદજી.
પ્રેમ પાથરીને તજી વ્રીડારે; નારદજી.
થયો પ્રસન્ન જોઇને પ્રીતરે, નારદજી.
આપ્યું વરદાન રૂડી રીતરે. નારદજી. ૧૬

સાંભળ સુંદરી કહું એક મનરે, નારદજી.
સત્ય લક્ષણવાળો થશે તનરે; નારદજી.
જેની ધર્મમાં પૂરણ પ્રીતિરે, નારદજી.
જાણે જ્ઞાન અને શુભ નીતિરે. નારદજી. ૧૭

રૂચિ શાન્તિમાં રાખનારોરે, નારદજી.
રૂપ રંગ તથા ગુણવાળોરે; નારદજી.
થશે પ્રભુનો પૂરો ભક્તરે; નારદજી.
જેનું ચિત્ત જગતથી વિરક્તરે. નારદજી. ૧૮

પછી દાસીને પુત્ર જે આવ્યોરે, નારદજી.
બુદ્ધિમાન્ વિદુર તે કહાવ્યોરે; નારદજી.
પર જાયા તણા ત્રણે તનરે, નારદજી.
તોયે તેમાં લાગ્યું મારૂં મનરે. નારદજી. ૧૯

જોઈ તેને પરાક્રમી વીરરે, નારદજી.
પૂછ્યો શુકને આવી તેથી ધીરરે; નારદજી.
રૂપરહિત હરિની માયારે, નારદજી.
જેણે જ્ઞાની જનોને ભમાવ્યારે. નારદજી. ૨૦

જેનું સ્વવશ હોય ન મનરે, નારદજી.
તેને ત્યાગી શકે ના તે જનરે; નારદજી.
નિરાધાર છતાં બળવાનરે, નારદજી.
એમાં ભૂલા ભમે તજી ભાનરે. નારદજી. ૨૧

હતો માતાની ઉપર પ્રેમરે, નારદજી.
થયો પુત્ર ઉપર પણ તેમરે; નારદજી.
એમ પ્રેમે ઘેરાયું ચિત્તરે, નારદજી.
વનમાં શાન્તિ ન થઈ કોઇ રીતરે. નારદજી. ૨૨

મન હીંચે સંકલ્પ હીંડોળેરે, નારદજી.
અજપુર સરસ્વતી તીરડોલેરે; નારદજી.
કોઈ ઠામ ન થાએ સ્થિરરે, નારદજી.
રહે નહિ અંતરમાં ધીરરે. નારદજી. ૨૩

કોઇ વાર પ્રકાશે જ્ઞાનરે, નારદજી.
આવે ત્યારે વૈરાગ્યનું ધ્યાનરે; નારદજી.
નથી પુત્ર થકી કંઈ કામરે, નારદજી.
કરે શ્રાદ્ધ ન રાખે તે નામરે. નારદજી. ૨૪

તેના ઉપરનો મોહ વ્યર્થરે, નારદજી.
તેથી સિદ્ધ નહિ કોઈ અર્થરે; નારદજી.
એમ ક્યારેક હું સાવધાનરે, નારદજી.
વળી માયા ભૂલાવે ભાનરે. નારદજી. ૨૫

કદિ પસ્તાવો ચિત્ત ચડતોરે, નારદજી.
કદિ મોહ ખાડે જઇ પડતોરે; નારદજી.
ત્યાં તો ભીષ્મે અનુમતિ આપીરે, નારદજી.
રાજ્યપદ પર પાંડુને સ્થાપીરે. નારદજી. ૨૬

મળ્યું રાજ્ય પુત્રને જ્યારેરે, નારદજી.
થયું ચિત્ત રાજી મારૂં ત્યારેરે; નારદજી.
કુંતી માદ્રી નામે બે નારીરે, નારદજી.
તે તો પાંડુરાયને પ્યારીરે. નારદજી. ૨૭

શૂરસેનની કુંતી કન્યારે, નારદજી.
મદ્રરાયની માદ્રી પરણ્યારે; નારદજી.
આપ્યો શાપ તેને ઋષિજનેરે, નારદજી.
રહ્યો બે સ્ત્રી સાથે તે વનેરે નારદજી. ૨૮

વસ્યો પુત્રને વનમાં જાણીરે, નારદજી.
વૃત્તિ શોક તણી ઉભરાણીરે; નારદજી.
ગયો તેથી હું સુતની પાસેરે, નારદજી.
આપ્યો દિલાસો તેને મેં ખાસરે. નારદજી. ૨૯

પછી હસ્તિનાપુર આવ્યોરે, નારદજી.
પ્રેમે ધૃતરાષ્ટ્રને બોલાવ્યોરે; નારદજી.
કરી વાતને પાછો ફર્યોરે, નારદજી.
સરસ્વતી તીર આવી ઠર્યોરે. નારદજી. ૩૦

વાનપ્રસ્થનો ધર્મ સ્વીકારીરે, નારદજી.
કરી ક્ષેત્રજ પુત્ર તૈયારીરે; નારદજી.
પાંચ પુત્રો દેવોના અંશરે, નારદજી.
રાખ્યો તેણે પાંડુનો વંશરે. નારદજી. ૩૧

ઇંદ્ર વાયુ ને તેમજ ધર્મરે, નારદજી.
સાથે (બે) અશ્વિનીકુમારોનું કર્મ રે; નારદજી.
યુધિષ્ઠિર, ભીમ અર્જુનરે, નારદજી.
થયા કુંતી થકી ઉત્પન્નરે. નારદજી. ૩૨

ધર્મ થકી યુધિષ્ઠિર રાયરે, નારદજી.
વાયુ પુત્ર તે ભીમ કહેવાયરે; નારદજી.
ઇંદ્ર પુત્ર છે અર્જુન વીરરે, નારદજી.
ત્રણે ભ્રાત પુરા રણધીરરે. નારદજી. ૩૩

બે છે અશ્વિનીકુમાર દેવરે, નારદજી.
તેથી થયા નકુળ સહદેવરે; નારદજી.
બેઉ માદ્રી–દેવીના પુત્રરે, નારદજી.
તેથી શોભે પાંડુનું ઘરસૂત્રરે. નારદજી. ૩૪

ભેટયા માદ્રીને પાંડુ જે વારરે, નારદજી.
મુનિ શાપે ગયા જમદ્વારરે; નારદજી.
કીધો મુનિએ અગ્નિ સંસ્કારરે, નારદજી.
સાથે સતી થયાં માદ્રીનારરે. નારદજી. ૩૫

પાંચ પુત્ર ને કુંતાનારીરે, નારદજી.
લાવ્યા હસ્તિનાપુર વિચારીરે; નારદજી.
વિધવા માતાને પાંચ બાળરે, નારદજી.
વિદુર ભીષ્મને સોંપી સંભાળરે. નારદજી. ૩૬

દેહ પારકાની જાણી વાતરે, નારદજી.
થયા સુખ દુઃખના આઘાતરે; નારદજી.
ધૃતરાષ્ટ્ર ભીષ્મને વિદુરરે, નારદજી.
પાંડુ પુત્રો પાળે એ શૂરરે. નારદજી. ૩૭

| | |
|---|---|
| દુર્યોધનાદિ મનના જે ક્રૂરરે, | નારદજી. |
| ઇચ્છે પાંડવનું નિર્મૂળરે; | નારદજી. |
| આવ્યા દ્રોણ હસ્તિનાપુરરે, | નારદજી. |
| રાખ્યા ભીષ્મે ભણવા જરૂરરે. | નારદજી. ૩૮ |
| હતી કુંતી કુંવારી જ્યારેરે, | નારદજી. |
| થયો સૂર્યથી કર્ણ ત્યારેરે; | નારદજી. |
| નાખ્યો તેને નદીને નીરેરે, | નારદજી. |
| ઊભો અધિરથ સરિતાતીરેરે. | નારદજી. ૩૯ |
| ગણી પુત્ર સમો તેને પાળ્યોરે, | નારદજી. |
| માતપિતાનો બદલો વાળ્યોરે; | નારદજી. |
| હતો કર્ણ મહા શૂરવીરરે, | નારદજી. |
| ગણે દુર્યોધન મિત્ર ધીરરે. | નારદજી. ૪૦ |
| ભીમ ને દુર્યોધન યોદ્ધરે, | નારદજી. |
| થયો એઉની વચ્ચે વિરોધરે; | નારદજી. |
| તેના ક્લેશની નિવૃત્તિ સારૂરે, | નારદજી. |
| રાય ધૃતરાષ્ટ્રે મન વિચાર્યુંરે. | નારદજી. ૪૧ |
| વારણાવત નામે જે શહેરરે, | નારદજી. |
| કરી પાંડવોની રહેવા ત્યાં પેરરે; | નારદજી. |
| દ્રોહી દુર્યોધને કર્યું એવુંરે, | નારદજી. |
| કોઇ સમજી શકે નહિ તેવુંરે. | નારદજી. ૪૨ |
| મિત્ર પુરોચનને સોંપ્યું કામરે, | નારદજી. |
| લાખ નાખી બનાવ્યાં ધામરે; | નારદજી. |
| પછી પાંડવો રહેવાને આવ્યારે, | નારદજી. |
| રાતે અચાનક સળગાવ્યાંરે. | નારદજી. ૪૩ |

તેમાં બળી ગયાં કુંતી માતરે, નારદજી.
સાથે ભસ્મ થયાં પાંચ ભ્રાતરે; નારદજી.
જ્યારે સાંભળી મેં એ વાતરે, નારદજી.
થયો દુઃખ તણો આઘાતરે. નારદજી. ૪૪

મૃત્યુ પૌત્રોનું જાણ્યું જ્યારેરે, નારદજી.
ડૂબ્યો શોક સમુદ્રમાં ત્યારેરે; નારદજી.
રાત્રિ દિવસ વનમાં ફરતોરે, નારદજી.
રહું શોધ હું તેમની કરતોરે. નારદજી. ૪૫

એક ચક્રાનગરી જેનું નામરે, નારદજી.
દીઠો પાંડવોનો ત્યાં મુકામરે નારદજી.
દીઠા દુર્બળ તેમના દેહરે, નારદજી.
તોએ અંતર ઉપજ્યો સ્નેહરે. નારદજી. ૪૬

સમજાવી મેં સઘળી રીતરે, નારદજી.
તઓ દ્રુપદને ત્યાં ધરી પ્રીતરે: નારદજી.
દુઃખી રાખે છે વાડવ વેષરે, નારદજી.
ગયા દ્રુપદરાયને દેશરે. નારદજી. ૪૭

ત્યાં અર્જુને પરાક્રમ કરીરે, નારદજી.
સહુ દેખતાં દ્રૌપદી વરીરે; નારદજી.
માની માતાની સત્ય વાતરે, નારદજી.
તેને પરણ્યા પાંચે ભ્રાતરે. નારદજી. ૪૮

પાંડવોને દ્રૌપદી સહિતરે, નારદજી.
ધૃતરાષ્ટ્રે તેડયા જાણી હિતરે; નારદજી.
ઇન્દ્ર પ્રસ્થમાં આપ્યો મુકામરે, નારદજી.
વસ્યાં ત્યાંજ ગણી સુખ ધામરે. નારદજી. ૪૯

કૃષ્ણ સાથ મળી અર્જુનરે, નારદજી.
કર્યો તૃપ્ત પછી હુતાશનરે. નારદજી.
રાજસૂય યજ્ઞ કર્યો જ્યારેરે, નારદજી.
થયો સંતોષ મુજને ત્યારેરે. નારદજી. ૫૦

જોઇ પાંડવોની સમૃદ્ધિરે, નારદજી.
બગડી દુર્યોધનની બુદ્ધિરે; નારદજી.
મયદાનવ કૃત સભાને હરવારે, નારદજી.
લાગ્યો જુગારી વૃત્તિ કરવારે. નારદજી. ૫૧

કપટી શકુની તેમની સાથેરે, નારદજી.
હાર્યા પાંડવા તેને હાથેરે; નારદજી.
જીતી દ્રૌપદીને દુઃખ દીધુંરે, નારદજી.
કામ દુષ્ટ બહુ તેણે કીધુંરે. નારદજી. ૫૨

કાઢયા પાંડવો વન મોઝારરે, નારદજી.
રહ્યા દુખીયા ત્યાં વર્ષ બારરે; નારદજી.
બ્રહ્મવિદ્યા ભણ્યો રૂડી રીતેરે, નારદજી.
દુખું તોય ભવે મોહ પ્રીતેરે. નારદજી. ૫૩

કોણ હું અને કોના તનરે, નારદજી.
તોએ માયા ન મૂકે મનરે; નારદજી.
મને સંતોષ નહિ કોઇ ઠામેરે, નારદજી.
ચિત્ત ડોલે, ન સ્થિરતા પામેરે. નારદજી. ૫૪

તમે દેવ સદા સર્વજ્ઞરે, નારદજી.
ટાળો મોહ મારો તત્ત્વજ્ઞરે; નારદજી.
સહુ સંશય મારા કાપોરે, નારદજી.
જેથી જાય ત્રિવિધના તાપોરે. નારદજી. ૫૫

બોલ્યા એવી રીતે શ્રી વ્યાસરે, નારદજી.
જોડી હાથ મુનિની પાસરે; નારદજી.
સમજે તેને તો સુખ થાયરે, નારદજી.
થયો પૂર્ણ બીજો અધ્યાયરે. નારદજી. ૫૬

એ રીતે વ્યાસ નારદના સંવાદમાં બીજો અધ્યાય.

---

## અધ્યાય ૩ જો.

## નારદને પોતાને થએલો મોહ.

### દોહરા.

વળી વ્યાસ વાણી વદે, સુણ જનમેજયરાય;
નારદ મુનિને પૃછનાં, કહ્યો મોહ મહિમાય. ૧
મંદ હસી મુજને કહી, અનુભવી જે વાત;
પરમારથને પ્રીછતા, તે પોતે સાક્ષાત. ૨

### ચોપાઈની રાહ.

ગુંથ્યાં વેદ પુરાણને સૂત્ર, કહું સુણો પરાશર પુત્ર;
નક્કી અનુભવ એવો મારો, પડયો મોહમાં સંસાર સારો. ૧
દેહ ધારી જે જ્ઞાની અજ્ઞાની, સર્વ માયામય તે છે પ્રાણી;
મોહ વિના દીઠો નથી કોઇ, ભલે આરૂઢ જ્ઞાની હોય, ૨
જ્ઞાનથી એક આવરણ જાય, રહે વિક્ષેપ ચિત્ત સદાય;
રહે જ્યાં સુધી પ્રારબ્ધ કર્મ, ભોગવે ત્યાં સુધી સહુ ધર્મ. ૩
તેથી જ્ઞાનીને મોહાદિ થાય, તેમાં આશ્ચર્ય કરવું ન કાંઈ;
બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર જેવા, વળી સનક કપિલ પણ તેવા. ૪
ઇશ્વર કોટીમાં તેઓ ગણાય, તોએ માયાથી જગમાં તણાય;
ગણે મુજને જ્ઞાની લોક, ભમી સંસારમાં પામું શોક. ૫

કહું પૂર્વ વૃત્તાંત હું મારૂ, દુઃખ ભોગવ્યું સુંદરી સારૂ,
પૂર્વ જન્મની ભગિની મારી, તેનો પુત્ર પર્વત નામ ધારી. ૬
મામા ભાણેજ બેઉએ મળી, જોવા ભારત ઈચ્છા કરી;
મુનિના આશ્રમ ને તીર્થધામ, જોયાં જ્યાં ત્યાં ફરીને તમામ. ૭
દેવલોકથી નીકળ્યા જ્યારે, કીધી એવી પ્રતિજ્ઞા ત્યારે;
થાએ જે વૃત્તિ નરસી કે સારી, એક બીજાને કે'વું વિસ્તારી. ૮
રતિ, ભોજન કે ધન આશ, તેનો કરવો પરસ્પર પ્રકાશ;
કરી ઠરાવ અમે એ રીતે, ફરતા સંપીને પૃથ્વીમાં પ્રીતે. ૯
રાખી સર્વ મુનિ તણી રીત, જતા ઇચ્છાનુસાર સપ્રીત;
એવામાં આવ્યો ચાતુર્માસ, હતો જ્યાં રાય સંજયનો વાસ. ૧૦
રાખ્યા આપીને આદરમાન, કરી પૂજા ગણી ભગવાન;
બેસે વર્ષા ઋતુ જ્યારે, અતિથિએ ફરવું ન ત્યારે. ૧૧
એવો પંડિતે નિશ્ચય કીધો, મહા પવિત્ર રસ્તો લીધો;
નિજ કાર્યની સુસિદ્ધિ કરવા, જવું આઠ માસ સુધી ફરવા. ૧૨
હોય અંતર સુખની આશ, તજવો વર્ષાઋતુમાં પ્રવાસ,
કરી એજ મનમાં વિચાર, રહ્યા રાયને ત્યાં નિરધાર. ૧૩
તેની પુત્રી હતી દમયંતી, રૂપ ગુણને યૌવનવંતી;
કરે સજ્જ રહીને તે સેવા, લાવે ભોજન મીઠા મેવા. ૧૪
વખતે નહાવાનું લાવે વારિ, કરે શય્યાદિ સર્વ તૈયારી;
મુખવાસાદિ ઇચ્છીએ જેહ, કન્યા લાવીને આપે તેહ. ૧૫
એમ કુંવરીથી સેવાતા અમે, રહ્યા રાયને ત્યાં તે સમે;
નિત્ય વેદોનું અધ્યયન કરતા, વેદ આજ્ઞાને અનુસરતા. ૧૬
વીણા હસ્તમાં લઇને હું ગાતો, સામગાનમાં મસ્તજ થાતો;
ગાન સામનું સાંભળ્યું જ્યારે, થયો મોહ કન્યાને ત્યારે. ૧૭

દિનદિન વધતી દેખી પ્રીત, ચોટયું કન્યામાં મારૂં ચિત્ત;
કોઈ કોઈ સમયે રસજ્ઞા, લાગી કરવા પર્વતની અવજ્ઞા. ૧૮
ઉન્હું જળ લાવે સ્નાનમાં શાણી, આપે પર્વતને ટાઢું પાણી;
મારે માટે દહીં નિત્ય લાવે, પર્વત સારૂ એ છાશ બનાવે. ૧૯
પ્રેમ અંતરથી બહુ લાવી, રાખે શય્યા મારી બીછાવી;
પર્વત માટે ન રાખે તેવું, થયું ભેદવાળું મન એવું. ૨૦
પૂરા પ્રેમથી મુજને નિહાળે, પર્વત સામે કદિ નવ ભાળે;
વધતો દેખી કન્યાનો પ્રેમ, પામે વિસ્મય પર્વત તેમ. ૨૧
કરે તે વિધવિધ વિચાર, કેમ પલટયા કન્યાના આચાર;
પૂછે એકાન્તે મુજને એમ, કહો મુનિ થયું આ કેમ. ૨૨
સર્વ દેખતે આ રાજકુમારી, રાખે પ્રેમ તમોપર ભારી;
આપે સ્નેહુથી તમને જેમ, નથી આપતી મુજને એમ. ૨૩
કહો કારણ તેનું નારદ, ખોલી હૈયાનું હારદ;
રાખે બેની વચ્ચે અંતરાય, તેથી સંશય મુજને થાય. ૨૪
ઇચ્છે તમને કરવાને તે પતિ, તમારી પણ તેમાં છે રતિ;
મુખપર જણાએ વિકાર, કરો સત્ય તણો સ્વીકાર. ૨૫
સ્વર્ગમાંથી નીકળ્યા જ્યારે, કરી સત્ય પ્રતિજ્ઞા ત્યારે;
માટે કહો જેમ હોય તેમ, તમારો તેના પર છે પ્રેમ? ૨૬
પૂછયું પર્વતે મુજરે જ્યારે, સત્યવાત કહી મેં ત્યારે;
ઢાળી લજ્જાથી નીચાં નેણ, વદ્યો પર્વત પાસે હું વેણ. ૨૭
રાજકુમારી મુજને ઇચ્છે, મન મારૂં મળવા હિસે;
કોપ ચડયો સુણીને તે વાર, કહે મુનિ તને છે ધિક્કાર. ૨૮
ક્રોધ સામો કરી તત્કાળ, દીધો શાપ ત્યાં નિરધાર;
સ્વર્ગે થાશે નહિ તારી ગતિ, વાંક મારો વિચાર્યો ન રતી. ૨૯

મુજ વાંક માટે આપ્યો શાપ, માટે ભોગવ તેનું પાપ;
ચડી રીસ પર્વતને અપાર, ત્યજી નગર ગયો તે વાર. ૩૦
જુઓ મોહ તણું આ સુખ, થયું શાપથી વાનર મુખ;
વીણા સુણવાને આવી કુમારી, રૂપ જોઈ દુઃખી થઇ ભારી. ૩૧
ક્રૂર કપિતણું મુખ જોઈ, રહ્યું અંતર એનું રોઇ;
બળ માયાનું એ મુનિરાય, કોઈથી નવ જીતી શકાય. ૩૨

### દોહરા.

વ્યાસ કહે નારદમુનિ, પછી થયું છે કેમ;
યથાર્થ તે મુજને કહો, પૂછું ધરીને પ્રેમ. ૧

શાપ નિવૃત્તિ કેમ થઇ, વળી માણસનું મુખ;
પર્વત મુનિ પુનિ ક્યાં મળ્યાં, થયું પછી કેમ સુખ. ૨

### ચોપાઈનો રાહ.

કહે નારદ સુણો ભાગ્યવાન, કહું માયાનું આખ્યાન;
ગયા રીસાઇ પર્વત જ્યારે, બહુ દુઃખ થયું મને ત્યારે. ૧
તથાપિ તે રાજકુમારી, કરે નિષ્ઠાથી સેવા મારી;
મુખ કપિનું ચિન્તામાં લીન, રહ્યો ત્યાં જ દુઃખી હું દીન. ૨
લગ્ન યોગ્ય દેખીને કુમારી, રાયે મંત્રીથી વાત વિચારી;
થયો પુત્રીનો વિવાહકાળ, કરવો જમાઇ કોને તત્કાળ. ૩
કુલ ઉત્તમ ને ગુણધામ, કહો રાજકુમારોનાં નામ;
કહે પ્રધાન પૃથ્વીપતિ, રાજકુમારોની ખોટ નથી. ૪
માટે પહોંચે તમારૂં ધ્યાન, આપો તેને સ્નેહે કન્યાદાન;
હાથી, ઘોડા, દાસી ને ધન, આપો મનમાં થઇને પ્રસન્ન. ૫
હતી દાસી પોતાની ચતુર, તેને મોકલી તાત હજુર;
મારા પિતાને કહેજે તું એવું, કહેવરાવું હું યુક્તિથી જેવું. ૬

હોય એકાન્તમાં જ્યારે તાત, કહેજે જાણી દમયંતીએ વાત;
તેનું મુનિ નારદમાં છે મન, તેને અરપ્યાં છે વાણી ને તન. ૭
અન્ય ઉપર પ્રીતિ ન મારી, એમ કહે છે કુંવરી તમારી;
કરો ઇચ્છા એ પૂર્ણ મારી, તમે જનક છો ધર્મ પૂજારી. ૮
રસરૂપ ને સુખથી ભરેલ, નાદ સમુદ્રમાં છું ઠરેલ;
નથી ઝૂડ કે મધર જેમાં, મારૂં ચિત્ત રમી રહ્યું તેમાં. ૯

દોહરો.

નારદજીના મોહનો, મહિમા કહ્યો ન જાય:
એ રીતે પૂરો થયો, આ ત્રીજો અધ્યાય. ૧

એ રીતે વ્યાસ નારદના સંવાદમાં ત્રીજો અધ્યાય.

---

## અધ્યાય ૪ થો

## નારદ સાથે દમયંતીનો વિવાહ.

દોહરો.

વ્યાસ સુણો નારદ કહે, દાસીના સુણી બોલ;
સંજયના મનમાં થયો, એથી વિષાદ અતોલ. ૧

ચોપાઇનો રાહ

કૈકેયી નામે છે તેની નારી, તેને રાય કહે છે વિચારી;
કેવી કુંવરીની થઇ છે મતિ, કરી વાનર મુખાથી રતિ. ૧
એ છે મુનિ ને વનના વિહારી, તેને પુત્રી આપું કેમ મારી;
ભિક્ષા ઉપર એને પ્રીત; કહાં રાજવળાની રીત. ૨
આવું ઉલટું કાર્ય ન થાશે, તમે જાઓ તનુજાની પાસે,
સમજાવો કરી કંઇ રીત, તજે નારદપરની પ્રીત.

સામ દામ ભેદે સમજાવો, એની હઠને પાછી હઠાવો,
શિરે પતિનાં વચનો ચઢાવી, માતા દમયંતી પાસે આવી. ૪
કહે સાંભળ દીકરી આજ, કેમ કરે છે વિપરીત કાજ;
કરી સ્વરૂપ તારાનો દ્રોહ, ભિખારી પર આ શો મોહ. ૫
લતા જેવી કોમળ દેહ તારી, એ છે ભસ્મથી રૂક્ષ ભિખારી.
અરે વાનર મુખાની સંગે. પરણાવું હું કેમ ઉમંગે. ૬
મંદ હાસ્યની તું કરનારી, કેમ પ્રીતિ ઘટે તહાં તારી;
એ છે કુરૂપ જંગલી જેવો, સંગ તારો ને તેનો આ કેવો. ૭
સારો શોધીને રાજકુમાર, કર તેનાથી ગૃહનો વ્યવહાર,
હઠ આવી ન કરીએ પ્યારી, તારા કુળની જો વાત વિચારી. ૮
તારી દાસીનાં સુણી વચન, તુજ તાતનું દુભાણું મન;
માલતીની જે સુંદર વેલ, જોઇ બાવળ પરે ઠરેલ. ૯
ક્યા દક્ષને ખેદ ન થાય, કેમ વેઠે એ ઉલટો ન્યાય,
મૂર્ખ કોણ જગતમાં છે એવો, નીરે ઉંટને તાંબુલ મેવો. ૧૦
નારદ સાથ જે હસ્ત મેળાપ, દેખી કોને ન થાય સંતાપ;
વાત કરવાને ચિત્ત ન ચ્હાય, તેની સાથે જન્મારો શેં જાય. ૧૧
મને વરવાનો નિશ્ચય ધારી, કહે પુત્રી સુણો માત મારી;
મુખ રૂપાળું ને હોય મૂઢ, તેને દેખી થાએ દુઃખ ગૂઢ. ૧૨
રૂપ ધનને રાજ્ય વળી જેહ નથી પ્રેમનાં સાધન તેહ;
જે ન જાણે રૂડી રસ રીત, તેનાથી ભલી પત્થરની પ્રીત. ૧૩
મૃગ વનમાં વાસ કરે છે, પણ નાદમાં પ્રીત ધરે છે;
નાદમાંહે બનીને તે લીન, સોંપે દેહ ગાયક આધીન. ૧૪
સપ્ત સ્વર વાળું જ્ઞાન જેહ; જાણે નારદને શિવ તેહ;
ત્રીજો તેને ન જાણે કોય, ઉત્તમ એ ગુણ નારદમાં હોય. ૧૫

થાએ મૂરખથી સહવાસ, લાગે મૃત્યુ સમો મને ત્રાસ;
હોય રૂપાળો ને ધનવાન, ન્હોય ગુણનું નામ નિશાન. ૧૬
પશુ જેવો એ માનવ દેહ, તેનો તજવો જરૂર સ્નેહ;
રાય મૂર્ખ અને અભિમાની, તેની પ્રીત ન ઈચ્છે જ્ઞાની. ૧૭
હોય ગરીબ ને ગુણવાન, તેનો સ્નેહ છે સુધાસમાન;
માતા તેનો જ્યાં થાય મેળાપ, વાતો કરતાં સુખ અમાપ. ૧૮
સ્વર ગ્રામ ને મૂર્છના ભેદ, અષ્ટ રસને જાણે અછેદ;
એવો પુરૂષ દુર્બલ હોય, સમજો સર્વથી સારો તોય. ૧૯
ગંગા સરસ્વતી કરે સ્નાન, થાએ કૈલાસ તેનું ધામ;
સ્વરજ્ઞાનને જે કોઈ જાણે, સુખ કૈલાસનું તે માણે. ૨૦
સપ્ત સ્વરનું જેને છે જ્ઞાન, જાણો તે જન દેવ સમાન;
ગાન વિદ્યા ન જાણે જેહ, હોય ઇન્દ્ર છતાં પશુ તેહ. ૨૧
સુણી મૂર્છના સંબંધી તાન, જો આનંદનું થાએ ન ભાન;
ભલે ભાસે તે માનવ દેહ, પૂંછ શૃંગ વિના પશુ તેહ. ૨૨
મૃગ નાદમાં થાએ છે લીન, તેને ગણવાં નહિ પશુ હીન;
કાન વિનાનો કાળો નાગ, થાએ સાંભળી રાજી રાગ. ૨૩
મનુષ્યને દેવે કીધા કાન, પણ જો નવ સમજે તે તાન;
તેના જીવતરને ધિક્કાર, ગયો એળે એનો અવતાર. ૨૪
સ્વર મધુરો સાંભળી બાળ, થાએ રાજી જુઓ તત્કાળ;
વૃદ્ધ છતાં ન જાણે રાગ, તેનો જગમાં નથી કોઈ લાગ. ૨૫
કહું નારદના ગુણ કથી, પિતા મારા એ જાણતા નથી;
સામ ગાન કરે છે તે જેવું, ન જાણે ત્રિલોકે કો તેવું. ૨૬
થયો પ્રથમ સમાગમ જેવો, અર્પ્યો આત્મા મેં તેને તેવો;
સર્વ ગુણો નારદમાં રહ્યા, તે તો શાપે કપિ મુખ થયા. ૨૭

ઘોડાના જેવું કિન્નરનું રૂપ, છતાં જાણે તે ગાન અનૂપ;
તેથી કોઇ તેને નવ ત્યાગે, સહુ સમજુને પ્યારા લાગે. ૨૮
નથી રૂપનું મારે કામ, ગુણ સાથે બાંધ્યા છે મેં પ્રાણ;
મમ તાતને જઈ કહો એવું, કન્યાદાન નારદને દેવું. ૨૯
એવો પુત્રીનો નિશ્ચય જાણી, ગઈ રાજાની પાસે રાણી;
સુણો પતિ કહું જોડી હાથ, તેને પરણાવો મુનિની સાથ. ૩૦
તેનાં સાંભળ્યાં દૃઢ વચન, આપ્યું નારદને તેણે મન;
અભિપ્રાય રાણીનો જાણી, સોંપ્યો દમયંતીનો પાણિ. ૩૧
રહ્યો પરણીને હું ત્યાં પ્રીતે, ઘર સૂત્ર ચાલે રૂડી રીતે;
જાણી વાનરનું મારૂં મુખ, કર્યાં લગ્ન તો એ દિલ દુઃખ. ૩૨
દેખી દમયંતી થાય પ્રફુલ્લ, મારે અંતર શોક અતૂલ;
કદી મનથી ન પામી એ ગ્લાની, એવી સુંદરી તે સતીશાણી. ૩૩
વિત્યો કાળ ભોગવતાં ભોગ, અચાનક આવ્યો સુખયોગ;
બહુ ક્ષેત્રોમાં તીરથ કરતા, આવ્યા પર્વત મુનિ તહાં ફરતા. ૩૪
વિધિ પૂર્વક પૂજન કીધું, બેસવાને આસન દીધું;
જોયો વાનર મુખને દીન, તેમ ગુપ્ત ચિંતાને આધીન. ૩૫
વળી પરણેલો મુજને જાણી, મુનિ બોલ્યા દયા દિલ આણી;
મુનિ શ્રેષ્ઠ સુણો મામા મારા, અપરાધ મેં કીધા તમારા. ૩૬
હવે જોઇ આ રાજકુમારી, દયા દિલમાં આવે છે ભારી;
માટે શાપ નિવારૂં તમારો, તમે દેહ અલૌકિક ધારો. ૩૭
આપી પર્વતે પોતાનું પુન્ય, કીધું મારૂં સુંદર વદન;
સ્વર્ગગતિ મેં તમને આપી, મારો આપેલો શાપ ઉથાપી. ૩૮
જોઇ સુંદર મારૂં મુખ, દમયંતીને ઉપજ્યું સુખ;
કહી માત પિતાને વાત, જુઓ સ્નેહે તમારો જામાત. ૩૯

જ્યારે ઉત્તમ વાત આ જાણી, થયાં રાજી તે રાજાને રાણી;
મુનિ પર્વતને સંપત્તિ ઘણી, આપી મુજને પહેરામણી. ૪૦
મહામાયાનો મહિમા આવો, વ્યાસ તમને તે સંભળાવ્યો;
રહી માયા વિક્ષેપ સ્વરૂપે, નાખે જનને સુખ દુઃખ કૂપે. ૪૧
મિથ્યા ત્રિગુણનો સંસાર, તેમાં સુખ ન કોને લગાર;
આવરણ નાશનો નક્કી ઉપાય, દેહ સાથે વિક્ષેપ સમાય. ૪૨
ક્રોધ લોભ મમતાને કામ, મદ, મોહ, તથા અભિમાન;
પ્રબળ તે વિકારો કહેવાય, કોઇથી તે જીત્યા નવ જાય. ૪૩
સત્વ, રજ તમોગુણ જેહ, જીવના જન્મનું કારણ એહ;
ગુણ વૈષમ્ય છે જ્યાં સુધી, રહે મોહ ભરેલી બુદ્ધિ. ૪૪
બીજી વાત કહું છું એક, સુણો વ્યાસજી રાખી વિવેક;
એક સમયે શ્રીવિષ્ણુની સંગ, મને મોહનો લાગ્યો રંગ. ૪૫
હાસ્ય વિનોદથી ક્ષણ માત્ર, બન્યો હું એક સ્ત્રીનું પાત્ર;
થઈ કોઇ રાજાની નાર, જણ્યા ઘણા મેં રાજકુમાર. ૪૬
વ્યાસ પૂછે નારદને સ્નેહે, મારૂં મન પડ્યું છે સંદેહ;
જ્ઞાની છતાં થયા કેમ નારી, કહો વાત સહુએ તમારી. ૪૭
રહી ક્યા રાજાને ઘેર, જણ્યા પુત્રો કહો કઈ પેર;
પછી પુરૂષ થયા કેવી રીતે, સર્વ સંભળાવો તમે પ્રીતે. ૪૮
કહો મહિમા એ માયા તણો, જેમાં અનુભવ ભાસે છે ઘણો,
સુણી અમૃતમય તમ વાણી મારી કર્ણેન્દ્રિય ન ધરાણી. ૪૯
તત્ત્વરૂપ છે જ્ઞાન તમારૂં, સર્વ સંશયને છેદનારૂં;
સ્નેહે સુણતાં અજ્ઞાન જાય, થયો પૂરો ચોથો અધ્યાય. ૫૦

એ રીતે વ્યાસ નારદના સંવાદમાં ચોથો અધ્યાય

---

# અધ્યાય ૫ મો.

## નારદને માયાનું દર્શન.

### ચોપાઇનો રાહ

કહે નારદજી સુણજો વ્યાસ, મહામાયાનો ઇતિહાસ;
યોગ જાણનારા મુનિ જેહ, માયા મર્મને જાણે ન તેહ. ૧
અતકર્ય એ માયાનું કામ, તેમાં મોહ્યું છે જગત તમામ,
ઈચ્છા વિષ્ણુદર્શનની થાતાં, ચાલ્યો સામ વીણામાં ગાતાં. ૨
સત્યલોકમાંહે શ્વેતદ્વીપ, ગયો સ્નેહે શ્રીહરિ સમીપ;
શંખ ચક્ર ગદા પદ્મધારી, શોભે કૌસ્તુભથી શ્રીમુરારી. ૩
મેઘસમા દીસે શ્યામ રંગે; પીળાં વસ્ત્રો ધર્યા નિજ અંગે;
અંગે અંગદ ઉત્તમ ધરતા, લીલા લક્ષ્મી સંગે કરતા. ૪
એવા નિરખી ત્રિભુવન નાથ, જોડયા દૂર થકી મેં હાથ;
સહુ રામામાં રમા રૂપાળાં, મુખ શશિસમ નેત્ર અણિયાળાં. ૫
ઓપે આભૂષણો એને અંગ, પહેર્યાં વસ્ત્ર બહુ નવરંગ;
ગર્વ યૌવનથી મુખ મલકે, ચૂડી કંકણી કરમાં ખળકે. ૬
અતિ વસ્ત્ર ઝીણાં હતાં જેનાં, દિસે અંદરથી અંગ તેનાં;
મને દૂરથી આવતો જાણી, ગયાં ગૃહમાં લક્ષ્મીરાણી. ૭
કરી વંદન વારંવાર, કર્યો પ્રેમે પ્રશ્ન તેણીવાર;
દેખ્યો આવતો મુજને જ્યારે, ગયાં લક્ષ્મી ઘરમાં કેમ ત્યારે. ૮
જગતગુરૂ માધવ હે મુરારી, નથી જાતે હું વ્યભિચારી;
નથી ધૂર્તપણું મેં ધાર્યું, સર્વ ઇન્દ્રિયોને હું વારૂં. ૯
તપ કીધું ભક્તિ દઢ ધારી, પ્રભુ જીતી મેં માયા તમારી;
ગર્વ ભરેલાં સુણી વચન, મંદમંદ હસ્યા ભગવાન. ૧૦

જેની મનહર મધુરી વાણી, બોલ્યા સ્નેહથી સારંગપાણિ;
કહ્યું શાસ્ત્રમાં નારદ એવું, નિજપતિ સંગે નારીએ રહેવું. ૧૧
પરપુરૂષજનની પાસ, સ્ત્રીએ કરવો કદાપિ ન વાસ;
એવી પંડિતો કહે છે નીતિ, કમળાએ સાચવી રીતિ. ૧૨
જ્ઞાની યોગી તપસ્વી અપાર, વળી વશ વાયુ કરનાર;
કોઇ જીતી શકયું નથી માયા, દેવાદિક પણ તેમાં ભમાયા. ૧૩
માયા જીત્યા તણી તે વાત, હવે કહેશો નહિ કદિ તાત;
શિવ બ્રહ્મા હું ને સનકાદિ, માયા માંહિ ગણાયા પ્રમાદિ. ૧૪
મોટા મોટા ભૂલે છે જહાં, તમે કોણ ગણનામાં તહાં;
દેવ દાનવ માનવ પક્ષી, રહે સર્વ શરીરને લક્ષી. ૧૫
તેથી માયા કદિ ન જીતાય, અભિમાન કરે તો અથડાય;
જાણે વેદ અને વળી યોગ, જીતે ઇંદ્રિયો ત્યાગી ભોગ. ૧૬
ત્રણ ગુણનું બંધન જેને, માયા કેમ જીતી શકે તેને,
કાર્યકારણ જુદાં નવ થાય, ત્યારે માયા તે કેમ જીતાય. ૧૭
રૂપરહિત જાતે છે કાળ, સર્વ રૂપો કરે તે તત્કાળ;
પંડિત મૂરખને મધ્ય વર્ગ, જાણો માયાનો આ છે સર્ગ. ૧૮
જીવો પોતાનાં કર્મ પ્રમાણે, સહુ ધર્મ અધર્મને જાણે;
કોઇ સમયે બને મહાજ્ઞાની, કોઈ વખતે તે મૂઢને માની. ૧૯
એવી વિચિત્ર કાળની ગતિ, ભલભલાની પહોંચે ન મતિ;
એમ બોલી હરિ થયા ચુપ, પડયો હું મહાસંશય કૂપ. ૨૦
પૂછયું પ્રેમે પ્રભુને એવું, કહો માયાનું રૂપ છે કેવું;
કેવું બળ કહાં રહેનાર, અને કોનો કેવો છે આધાર. ૨૧
નાથ માયાને હું નવ પ્રીછું, માટે તેને જોવાને ઇચ્છું;
વળી સમજાવો તેનો મર્મ, જેથી થાય મને બહુ શર્મ. ૨૨

નિત્ય રૂપ નવાં ધરનારી, સહુ સંસારીને છે પ્યારી;
ત્રિગુણીને તે જીતી નવ જાય, રહી બ્રહ્માંડમાંએ છાય. ૨૩
હોય જોવા ઈચ્છા આવાર, થાઓ ગુરૂડ પરે સ્વાર;
જેનું પરાધીન છે ચિત્ત, તેની માયા પાસે નહિ જીત. ૨૪
એવી માયા દેખાડીશ વનમાં, જોઇ મુંઝાશો નહિ મનમાં,
સ્મરતાં આવ્યો ગરૂડ તે વાર, અમે બેઠા તે પર નિરધાર. ૨૫
ચાલ્યા શ્વેતદ્વીપમાંથી જ્યારે, ભિન્ન ભિન્ન દીઠું જગ ત્યારે;
વાયુ વેગથી ગરૂડ જાય, નદી, સરોવર ઘણાં જણાય. ૨૬
ખેટ[1] ખર્વટ[2] ખાણુને ગામ, મુનિ આશ્રમો જે સુખ ધામ;
સૂવર પાડા સિંહને હરણાં, દીઠાં નિર્મળ જળનાં ઝરણાં. ૨૭
પહોંચ્યા કનોજ પાસે જ્યારે, જોયું રમ્ય સરોવર ત્યારે;
ચક્રવાક કારંડવ હંસ, શોભે વિવિધ કમળો અંશ. ૨૮
બહુ રંગિત પુષ્પોના પુંજ, કરે ભ્રમરો તેના પર ગુંજ;
મીઠું જળ ને સમુદ્રના જેવું, દિસે સુંદર સરોવર તેવું. ૨૯
કહે વિષ્ણુ સ્નાન અહિં કરીએ, સહુ માર્ગ પરિશ્રમ હરીએ;
જલ પાનથી શાન્ત થઇશું, પછી કનોજ જોવા જઈશું. ૩૦
હેતે આંગળી મારી ઝાલી, આવ્યા તળાવ ઉપર ચાલી;
લીધી તરૂતળે વિશ્રાંતિ, ત્યારે અંતર આવી શાન્તિ. ૩૧
પછી ભાવે બોલ્યા ભગવાન, કરો આપ હવે અહિં સ્નાન
થશે પાવન જળ આ જ્યારે, સ્નાન કરીશ તેમાં હું ત્યારે. ૩૨
સાધુ જનોના ચિત્ત જેવું, દીસે નિર્મળ નીર આ કેવું;
હાથ પગ ધોઈ શીખા મેં બાંધી, દર્ભ સાથે સ્નાન વીધી સાધી.૩૩
મૃગચર્મને વીણા મારી, મૂક્યા તીરમાં સર્વ સંભાળી;
સ્નાન કીધું સ્નેહથી મેં જ્યારે, નારીરૂપે થયો હું ત્યારે. ૩૪

---

૧ ખેડુંના ગામ. ૨ પહાડી ગામ.

મારી વીણા વિગેરેને હરી, ગયા વૈકુંઠ વેગે શ્રીહરિ;
શોભે રૂપ સુંદરીનું સારૂ, ભૂલ્યું વિષ્ણુ આદિ મન મારૂં. ૩૫
મોહિનીરૂપે નીકળી બહાર, મારે અંતર આવ્યા વિચાર;
બહુ વારિ[1] વારિજ[2]ને નિરખું, ભાસે સઘળું વિસ્મય સરખું. ૩૬
અહો પ્રભુ આતે શું હશે ? કહાં જાઉં મારૂં શું થશે;
એમ વિચારૂં છું જ્યાં મનમાં, આવ્યો તાલધ્વજ તે વનમાં. ૩૭
સાથે હાથી ઘોડા ને રથ, રથમાંહે બેઠેલો સમરથ;
ઓપે આભરણો તો અનૂપ, કામદેવ સમો એ ભૂપ. ૩૮
સ્રીરૂપે હતો હું જે ઠામ, રાય ચાલી આવ્યો તે ધામ;
મુખ શશિ સમ મારૂં નિહાળી, થયો મુગ્ધ શકે નહિ ચાલી. ૩૯
પૂછે પ્રેમ થકી તેણી વાર, હે સુંદરી હે કલ્યાણી નાર;
કોની પુત્રી કોણ છે તું દેવિ, દીસે દિવ્ય દેવપુત્રી જેવી. ૪૦
અથવા જાતે ગાંધર્વી માનવી, નાગપુત્રી કે છો દાનવી;
યુવા છતાં તું એકલી કેમ, કુવારી કે તું પરણેલી તેમ. ૪૧
રૂપ જોતાં તું ભાસે છે રતી, તારી હંસના જેવી છે ગતિ,
મોહે કામ જોઈ તારાં ગાત્ર, ત્યારે માનવી ત્યાં કોણ માત્ર. ૪૨
મૃગનયની હે સુંદર નારી, શું કરવાની ઈચ્છા છે તારી;
સુણ કહું કૃશોદરવાળી, મારી ગૃહીણી થા તું રૂપાળી. ૪૩
વર મુજને તું સ્નેહે શાણી, તુંને મુખ્ય કરૂં પટરાણી;
રાજ્ય વૈભવ તારા જાણી, સુખ સ્વર્ગ સમું લે માણી. ૪૪
વિષ્ણુ માયાને ન્યાળી નારદ, ભૂલ્યા ઋષિપણાનું હારદ,
કહે નારદ સુણો ઋષિરાય, થયો પાંચમો પૂર્ણ અધ્યાય. ૪૫

એ રીતે વ્યાસ નારદના સંવાદમાં પાંચમો અધ્યાય.

---

૧ પાણી. ૨ કમળ.

## અધ્યાય ૬ ઠ્ઠો.

### સ્ત્રીરૂપ નારદ તથા તાલધ્વજનો ગૃહસંસાર.

દોહરો.

કહે નારદજી રાયનાં, વચન સુણી તે વાર;
જવાબ આપ્યો જુક્તિથી. મનમાં કરી વિચાર. ૧

ચોપાઇનો રાહ.

કોની પુત્રી કોણ માતતાત, રાજા કાંઇ ન જાણું એ વાત;
કોણે રાખી છે મુજને અહિં, તેમાં નિશ્ચય કાંઇએ નહિં. ૧
કહાં જાવું અને કેમ કરવું, કેવી રીતે સુખમાં ડગ ભરવું;
એવા વિચારમાં થઈ લીન, ઉભી અત્રે બનીને દીન. ૨
દીસે દૈવ બહુ બળવાન, નથી ચાલતું ત્યાં મારૂં જ્ઞાન,
તમે ધીર જાણો સહુ ધર્મ, કરો વિચારી યોગ્ય જે કર્મ. ૩
નથી પાલક કોઈ પણ મારો, મને આશ્રય એક તમારો;
નક્કી ઠામ નહિં કોઇ મારૂં, નથી ઉગરવાનું કોઇ બારૂં. ૪
એવાં સાંભળી મારાં વચન, જેનું કામથી વ્યાકુળ મન,
કહે સેવકને સુણો મારૂં, લાવો પાલખી આનેસારૂ. ૫
કર્યું કોમળ બીછાનું જેમાં, મોતી માળાઓ લટકે તેમાં;
ચાર ભોયો પાસે ઉપડાવી; જેમ બને તેમ મૂકો લાવી. ૬
સુણી રાયનાં એવાં વચન, દોડયા શહેરમાં સેવક જન;
લાવ્યા સુંદર પાલખી શોભે, જેના પડદા જોઇ મન લોભે. ૭
બેઠી તેમાં ખુશી થઈ મનમાં, હર્ષ માય ન રાજાના તનમાં;
નૃપ લઈ ગયો મુજને ઘેર, પછી થઇ તે સાંભળો પેર.
શુભ મુહુર્તમાં લગ્ન લીધાં, હસ્ત મેળાપ ગોરે ત્યાં કીધાં;
અગ્નિ સાક્ષી રાખીને પ્રીતે, કીધો વિવાહ રૂડી રીતે. ૯

રાજાને થઇ પ્રાણથી પ્યારી, હું પણ રાય શકું ના વિસારી;
મળ્યાં રહેવાને મોટાં ધામ, સૌભાગ્યસુંદરી મારૂં નામ. ૧૦
કામશાસ્ત્રમાં લખી જે રતિ, તેમાં ન્યૂનતા કાંઇએ નથી;
રાજ કાજ દીધાં સહુ છોડી, વૃત્તિ કામક્રીડામાં જોડી. ૧૧
ભોગ વિલાસ વિવિધ પ્રકાર, કરતાં વિત્યો કાળ અપાર;
વન ઉપવનમાં અમે ફરતાં, કામકેલી બહુ રીતે કરતાં. ૧૨
પ્રાસાદો, તળાવો ને વાવો, તેમાં રમણ કરી લીધો લાવો;
એમ રસ બસમાં વશ થઇ, મુનિપણું હું ભૂલી ગઇ. ૧૩
મને સ્ત્રી રૂપે નિશ્ચય જાણ્યું, તાલધ્વજને પતિ પરમાણ્યું;
સર્વ નારીમાં હું તેને પ્યારી, ગણું ભાગ્ય મારૂં બહુ ભારી. ૧૪
કરી વિચાર દિનને રાત, અભિમાન ભરી કરૂં વાત;
ધન્ય જીવન એમાં હું માનું, તુચ્છ સુખ લાગે ત્યાં બીજાનું. ૧૫
વેદ ધર્મ ને શાસ્ત્રનું જ્ઞાન, બ્રહ્મનિષ્ઠાનું ન મળે નિશાન;
મૂકી સર્વ મેં મનથી વ્રીડા, કરવા લાગી સદા રસક્રીડા. ૧૬
ગયાં વીતી ત્યાં વર્ષ બાર, તેને ક્ષણું નવ લાગી વાર;
પછી ગર્ભ રહ્યો મને જ્યારે, બહુ પ્રસન્ન થયો રાય ત્યારે. ૧૭
ગર્ભ સંસ્કારની ક્રિયા જેહ, કરી સર્વ વિધિસહ તેહ;
રાય પ્રેમે બેસાડીને પાસ, ઇચ્છે દોહદ[1] જાણવા ખાસ. ૧૮
લજ્જા વશ થઇ બોલું ન કાંઇ, રહે પ્રેમ ઉરે ઊભરાઇ;
દશ માસ પૂરા થયા જ્યારે, આવ્યો પુત્ર અનુપમ ત્યારે. ૧૯
ગ્રહ ઉત્તમ નક્ષત્ર લગ્ન, યોગ ઉત્તમ જોઇ સહુ મગ્ન;
દેખી પુત્ર પુનમનો ચંદ, મારા મનમાં અતિ આનંદ. ૨૦

---

૧. ગર્ભિણી સ્ત્રીને ઇચ્છા થાય તે જેને ભાવા અભાવા પણ કહે છે.

## દોહરા.

પુત્ર પ્રસવની વાતથી, રાજાના પૂર માંહ્ય;
ઉત્સવ બહુ મોટો થયો, હૈયે હર્ષ ન માય. ૧

સુતક દિન ગયા પછી, જોઇ પુત્રનું મુખ.
અતિશય આનંદ પામતાં, ભૂલ્યા સઘળું દુઃખ. ૨

સહુ નારીમાં મુજ પરે, પૂર્ણ રાયનો પ્રેમ;
આનંદમાં ચાલ્યાં ગયાં વર્ષ બીજાં બે તેમ. ૩

ગર્ભ બીજો મુજને રહ્યો, જન્મ્યો સુત સુજાણ;
ઉત્તમ લક્ષણ એહનાં, મધુરી તેની વાણ. ૪

પ્રથમ પુત્રનું રાખીયું, 'વીરવર્મા' એ નામ;
જોશીએ એવું કહ્યું, તે છે ગુણનું ધામ. ૫

બીજો બાળક જે થયો, 'સુધન્વા' કહેવાય;
પુત્રો પ્યારા દેખતાં, આનંદ ઉર ન સમાય. ૬

અનુક્રમે એ રીતથી, પુત્રો પ્રસવ્યા બાર;
રાય સર્વને દેખીને, તે પર કરતા પ્યાર. ૭

લાલન પાલન પુત્રનું, કરતી રૂડી રીત;
મોહ થતાં હું મન થકી, ભૂલી પ્રભુની પ્રીત. ૮

સમય વળી બીજો જતાં, ઉપજ્યા પુત્રો આઠ;
સ્વરૂપવંતા જોઇને, બાંધી મમતા ગાંઠ. ૯

ગૃહસ્થીઓનાં ઘરમહિં, સુખનાં સાધન જેહ;
તે સર્વ મુજને મળ્યાં, તેમાં નહિ સંદેહ. ૧૦

ઉત્તમ કુળ અવલોકીને, પરણાવ્યા સહુ પુત્ર;
યોગ્ય રીતથી તેમનું, ચાલ્યું સહુ ઘર સૂત્ર. ૧૧

વહુઓને પુત્રો થકી, વધ્યો વળી પરિવાર;
પુત્રતણા પુત્રો થયા, ગણાઈ ઉત્તમ નાર. ૧૨
નાનાં બાલક રીંગતાં,[1] બોલે કાલા બોલ;
તેના પાલનથી થયો, મુજને હર્ષ અતોલ. ૧૩
અવલોકી વૈભવ વડા, તથા ઘણો પરિવાર;
સુખસમુદ્રમાંહે તરૂં, સમજી ભાગ્ય અપાર. ૧૪
કોઇ વખત એ સુખમાં, કરે ડોકયું દુ:ખ;
ચિંતા ચિત્તમાં ચટપટે, મલીન થાએ મુખ. ૧૫

## ચોપાઇની રાહ.

કોઇ સમે પુત્રો અને વહુ, સામ સામો કલેશ કરે બહુ;
ત્યારે સંતાપ મનમાં થાય, કેમ કલેશ હવે ઓલવાય. ૧
જ્યારે માંદા પડે નાના બાળ, કરવા પડે ઔષધોપચાર;
એમ સુખ દુ:ખ ઊઠે તરંગ, થાએ મનનો આનંદ ભંગ. ૨
ઊઠે કલ્પના એવી અપાર, તેનો ભાસે આ સંસાર;
એમાં ડુબી ગયો હું જ્યારે, જ્ઞાન કાંઇ રહ્યું નહિ ત્યારે. ૩
થયો અભ્યાસ નારીનો દૃઢ, ગૃહ કામ વિષે થઈ રૂઢ;
છે જે મોહનો પાલનહાર, એવો અધિક થયો અહંકાર. ૪
મારા પુત્રો બહુ બળવાન, તેની વહુઓ સહુ કુળવાન;
તેના પુત્રો જોઇ મન લોભે, એથી આંગણું મારૂં શોભે. ૫
જગતમાં છે જેટલી નાર, તેમાં ભાગ્ય છે મારૂં અપાર;
હું તો જાતે છું નારદ ઋષિ, રહ્યો ચિદ્‌ઘન માયામાં ફસી. ૬
એવો આવે ન ઉર વિચાર, જુઓ માયાનું બળ તે અપાર;
એવી રીતે સંસાર સમ્બધી, ગયો મોહ મારે મન વધી. ૭

---

૧. ઘુટણીએ ચાલતાં.

રાગ પ્રથમનો ( સ્ત્રીઆળો રણમાં જાય. )

પહોંચ્યું શિખરે સંસારનું સુખરે, મુનિવરજી.
નથી અહંકારની કાંઇ ભૂખરે; મુનિવરજી.
ક્રૂર દેશનો રાજા એકરે, મુનિવરજી.
મારા પતિથી અળિયો વિવેકરે. મુનિવરજી. ૧

તેણે શત્રુતા અંતર ધારીરે, મુનિવરજી.
જોડી બૂરી દશા ત્યાં અમારીરે; મુનિવરજી.
ચતુરંગી સેના લઈ આવ્યોરે, મુનિવરજી.
મારા પતિને તેણે હરાવ્યોરે. મુનિવરજી. ૨

પુત્રો પૌત્રો લડયા તે વારરે, મુનિવરજી.
રણ શૂર બતાવી અપારરે; મુનિવરજી.
પણ ઉલટો પડયો કાળ યોગરે, મુનિવરજી.
થયા સર્વ મૃત્યુનો ભોગરે. મુનિવરજી. ૩

મારો પતિ સંગ્રામમાં ત્રાસીરે, મુનિવરજી.
આવ્યો અંતે ઘરમાં નાસીરે; મુનિવરજી.
જ્યારે સાંભળી વસમા વાતરે, મુનિવરજી.
થયો મનમાં ભારે આઘાતરે. મુનિવરજી. ૪

રડતી રડતી ગઇ હું ત્યારેરે, મુનિવરજી.
દેખી રણભૂમિ મેં જ્યારેરે; મુનિવરજી.
કઇક તનુજોએ છોડયાં પ્રાણુરે, મુનિવરજી.
કઇ ઘાયલ કરે કકલાણુરે. મુનિવરજી. ૫

શોક અબ્ધિ છવાયો તે વારરે, મુનિવરજી.
ડૂબી તેમાં ન આવ્યો પારરે; મુનિવરજી.
માંડયો રણમાં બેસીને વિલાપરે, મુનિવરજી.
દૈવે આપી મુજને થાપરે. મુનિવરજી. ૬

થયો તનમાં તે તાપ અમાપરે, મુનિવરજી.
ણે અકટ્યાં સરવે પાપરે; મુનિવરજી.
આવ્યા ત્યાંતો શ્રી મુરારીરે, મુનિવરજી.
રૂપ વૃદ્ધ વિપ્રનું ધારીરે. મુનિવરજી. ૭

વેદ શાસ્ત્ર સહુએ જાણેરે, મુનિવરજી.
રણમાં આવી પોંચ્યાં તે ટાણેરે; મુનિવરજી.
કેમ મૂકે રેડી નિશ્વાસરે, મુનિવરજી.
એમ બોલ્યા આવીને પાસરે. મુનિવરજી. ૮

હે કોકિલ રૂડી નારીરે, મુનિવરજી.
શાને શોક રાખ્યો તેં ધારીરે; મુનિવરજી.
કોના પુત્ર પૌત્રને પતિરે, મુનિવરજી.
મોહે મૂઢ થઇ તારી મતિરે, મુનિવરજી. ૯

રડવું મૂકી સ્વરૂપ વિચારરે, મુનિવરજી.
જૂઠું જગત અને પરિવારરે, મુનિવરજી.
શાસ્ત્ર મર્યાદા મનમાં ધારીરે, મુનિવરજી.
કર સ્નાન શ્રાદ્ધાદિ નારીરે. મુનિવરજી. ૧૦

જાયે સંબંધી મરી જ્યારેરે, મુનિવરજી.
સ્નાન તીર્થમાં કરવું ત્યારેરે; મુનિવરજી.
ઘરમાં થાય ન તેનું સ્નાનરે, મુનિવરજી.
એમ શાસ્ત્ર કહે છે પ્રમાણરે. મુનિવરજી. ૧૧

મને સમજાવી વારંવારરે, મુનિવરજી.
જ્ઞાન આપ્યું એ રીતે અપારરે; મુનિવરજી.
તે રાજાને બંધુ સહિતરે, મુનિવરજી.
ઊભી થઇ હું માની મારૂં હિતરે. મુનિવરજી. ૧૨

વૃદ્ધ બ્રાહ્મણ આગળ ચાલ્યોરે, મુનિવરજી.
મેં તેમનો પીછો ઝાલ્યોરે; મુનિવરજી.
પુંતીર્થ સરોવર તીરરે, મુનિવરજી.
મને લઈ ગયા રાખીને ધીરરે. મુનિવરજી. ૧૩

કહે વિપ્ર કરો હુવે સ્નાનરે, મુનિવરજી.
છોડો શોકને તેનું નિદાનરે; મુનિવરજી.
તારા અનેક જન્મો થયારે, મુનિવરજી.
જન્મી પુત્રો બહુ મરી ગયારે. મુનિવરજી. ૧૪
માત, પિતા, ભ્રાતાને પતિરે. મુનિવરજી.
થયા સંસારમાં તારા અતિરે; મુનિવરજી.
ગયા ત્યજી સહુ પરલોકરે, મુનિવરજી.
કરીશ કેનો કેનો તું શોકરે. મુનિવરજી. ૧૫

સ્વપ્ન સમો છે આ સંસારરે, મુનિવરજી.
ઉપજે વણસે એ વારંવારરે; મુનિવરજી.
મન ધારે છે તેમાં મમતારે, મુનિવરજી.
જેથી જીવો રહે છે ભમતારે. મુનિવરજી. ૧૬
એવો ભ્રાન્તિમય સંસારરે, મુનિવરજી.
તેનો શોક કરે તે ગમારરે; મુનિવરજી.
પછી ચાલી હું કરવા સ્નાનરે, મુનિવરજી.
ડુબકી મારતા આવ્યું ભાનરે. મુનિવરજી. ૧૭
જળમાંથી કાઢયું મુખ જ્યારેરે, મુનિવરજી.
દીઠા વીણા ને વિષ્ણુ ત્યારેરે; મુનિવરજી.
થયું દર્શન હરિનું તે વારરે, મુનિવરજી.
સહુ સાંભર્યું તદાકારરે. મુનિવરજી. ૧૮

હું તો પોતે છું નારદ નામરે, મુનિવરજી.
આવ્યો પ્રભુ સાથે સ્નાન કામરે; મુનિવરજી.
હરિની માયા મહિં હું ભૂલ્યોરે, મુનિવરજી.
નારી થઇને મોહમાં ડૂલ્યોરે. મુનિવરજી. ૧૯
એવો કરતો હતો જ્યાં વિચારરે; મુનિવરજી.
ત્યારે બોલ્યા શ્રીજગદાધારરે, મુનિવરજી.
હવે નીકળો નારદ બહારરે, મુનિવરજી.
ઉભા ત્યાં શું કરો છો વિચારરે. મુનિવરજી. ૨૦
હરિનું વચન સાંભળી એવુંરે, મુનિવરજી.
મને લાગ્યું આશ્ચર્ય જેવુંરે; મુનિવરજી.
થયો નારી મટી નર કેમરે, મુનિવરજી.
પછી નીકળ્યો બહાર સપ્રેમરે. મુનિવરજી. ૨૧

દોહરો.

નાશ થયો નારદ તણો, જે અજ્ઞાન અપાય;
એ રીતે પૂરો થયો અહિં ચક્ર અધ્યાય.
એ રીતે વ્યાસ નારદના સંવાદમાં છઠ્ઠો અધ્યાય.

---

## અધ્યાય ૭ મો.

## નારદ પાસે વિષ્ણુએ વર્ણવેલો માયાનો મહિમા.

રાગ—ચાલતો ( રઢિયાળો રણમાં જાય )

થયો નારદ વિપ્ર હું જ્યારેરે, મુનિવરજી.
રાય ડુબ્યો વિચારમાં ત્યારેરે. મુનિવરજી.

ગઇ પ્રમદા ક્યાં તે પ્યારીરે, મુનિવરજી.
હશે કોણ મુનિ રૂપ ધારીરે. મુનિવરજી. ૧

'હાય પ્યારી' કહીને પોકારેરે, મુનિવરજી.
રાય રડે છે આંસુ ચોધારરે; મુનિવરજી.
બહુ વિલાપ કરવા લાગ્યોરે, મુનિવરજી.
કેમ કામિની તેં મને ત્યાગોરે. મુનિવરજી. ૨

કમળ પત્ર સમી આંખો તારીરે, મુનિવરજી.
મંદ હાસ્ય સદા કરનારીરે, મુનિવરજી.
તારા વિનાનું જીવતર મારૂંરે, મુનિવરજી.
ઘર રાજ્ય સહુ શૂન્ય ધારૂંરે. મુનિવરજી. ૩

તુજ વિરહથી ત્યાગું પ્રાણરે, મુનિવરજી.
ત્યારે પ્રેમનું થાય પ્રમાણરે; મુનિવરજી.
પણ જીવ ન મારો જાયરે, મુનિવરજી.
તેમ આનંદ ઉર ન થાયરે, મુનિવરજી. ૪

કહું છું હું મનથી ખચિત્તરે, મુનિવરજી.
તારા વિના થશે નહિ પ્રીતરે; મુનિવરજી.
ગયો પ્રીતિ ધર્મ હવે મારોરે, મુનિવરજી.
પ્રત્યુત્તર મળે નહિ તારોરે; મુનિવરજી. ૫

હે સુંદર ભમરો વાળીરે, મુનિવરજી.
મારા ભાગ્યને નાંખ્યું બાળીરે; મુનિવરજી.
રૂઠ્યું લાગે છે દૈવજ મારૂંરે, મુનિવરજી.
ડૂબ્યું પાણી મહિં તન તારૂંરે. મુનિવરજી. ૬

સરોવરમાં મત્સ્ય કચ્છ જેહરે, મુનિવરજી.
તેણે ભક્ષ કર્યો તુજ દેહરે; મુનિવરજી.

રૂપવતી દેખીને નારીરે, મુનિવરજી.
તુને વરૂણે કરી લીધી પ્યારીરે. મુનિવરજી. ૭
કર્યું પુત્રોની સંગે પ્રયાણુરે, મુનિવરજી.
તારા સ્નેહનું સાચું નિશાણરે; મુનિવરજી.
ભૂલી પ્રિય પતિનો પ્રેમરે, મુનિવરજી.
ઇચ્છા સ્વર્ગે જવા કરી કેમરે. મુનિવરજી. ૮
ગયો મારો સહુ પરિવારરે, મુનિવરજી.
કાળે કીધો મુને નિરાધારરે; મુનિવરજી.
કહાં જાઉં અને કરૂં કેમરે, મુનિવરજી.
ત્યજી દીધી રામાએ રેમરે. મુનિવરજી. ૯
નથી હાલ અહિં રઘુનાથરે, મુનિવરજી.
નહિંતો કહેત દુઃખની વાતરે; મુનિવરજી.
દુઃખ નારી વિયોગનું કેવુંરે, મુનિવરજી.
બીજા જાણે ન તેમના જેવુંરે. મુનિવરજી. ૧૦
નરને નારી તણાં એક ચિત્તરે, મુનિવરજી.
વળી જેની પરસ્પર પ્રીતરે; મુનિવરજી.
ભિન્ન કાળે મૃત્યુ તેનાં થાયરે, મુનિવરજી.
એ છે વિધાતાનો અન્યાયરે. મુનિવરજી. ૧૧
પતિ સંગે થવાને સતીરે, મુનિવરજી.
ધર્મ શાસ્ત્ર આપે અનુમતિરે; મુનિવરજી.
મુનિનીએ ઉપકૃતિ ભારીરે, મુનિવરજી.
તેથી સુખી ગણું સહુ નારીરે. મુનિવરજી. ૧૨
નથી નરને માટે એવું કર્મરે, મુનિવરજી.
તેથી આડો આવે છે ધર્મરે; મુનિવરજી.

કરે નૃપતિ વિલાપ ત્યાં ભારીરે, મુનિવરજી.
તેને સમજાવે શ્રીમુરારીરે. મુનિવરજી. ૧૩
કેમ શોક કરે વૃથા રાયરે, મુનિવરજી.
શાસ્ત્ર થકી અનભિજ્ઞ જણાયરે; મુનિવરજી.
નથી પંડિત જનથી પ્રીતરે, મુનિવરજી.
નવ સમજે તું જ્ઞાનની રીતરે. મુનિવરજી. ૧૪
તું કોણ અને કોણ તેહરે, મુનિવરજી.
એના જુજવા છે રાય દેહરે; મુનિવરજી.
સંયોગ વિયોગ જે થાયરે, મુનિવરજી.
તે તો વહાણ સમા સમજાયરે. મુનિવરજી. ૧૫
પક્ષી વૃક્ષો ઉપર જેમરે, મુનિવરજી.
મળ્યાં સગાં સમ્બંધી તેમરે; મુનિવરજી.
સૂર્ય ઉદય પામે જ્યારેરે, મુનિવરજી.
ઊડી જાય જૂજવાં ત્યારેરે, મુનિવરજી. ૧૬
મળે નદીમાં કાષ્ટો જેમરે, મુનિવરજી.
ખેંચાતા પડે વિખુટા તેમરે, મુનિવરજી.
એવી રીતનો આ સંસારરે, મુનિવરજી.
માટે છોડી દે શોક અપારરે. મુનિવરજી. ૧૭
સ્ત્રીની સાથેનો સંયોગ જેહરે, મુનિવરજી.
એની અવધિ આવી જાણ તેહરે, મુનિવરજી.
ગઇ તે સદ્ય તુજને ત્યાગીરે, મુનિવરજી.
હવે કેમ બને અનુરાગીરે. મુનિવરજી. ૧૮
કર્મ સંયોગે આવીને મળશેરે, મુનિવરજી.
લેણુ દેણુ પૂરું થએ પળશેરે; મુનિવરજી.

વૃથા રડવામાં કાંઇ ન સારરે, મુનિવરજી.
હવે નથી તુને મળનારરે. મુનિવરજી. ૧૯
થાએ જીવના સંયોગ વિયોગરે. મુનિવરજી.
તેમ સુખ દુઃખના પણ ભોગરે; મુનિવરજી.
એ છે દૈવના ઘરની વાતરે, મુનિવરજી.
નહિ કોઇ માનવને હાથરે. મુનિવરજી. ૨૦

ખેદ કરવો ઘટે નહિ એહરે, મુનિવરજી.
બન્યું બનવાનું હતું તેહરે; મુનિવરજી.
એ તો અકળ કાળની ગતિરે, મુનિવરજી.
તેને કોઇએ ઓલંઘી નથીરે. મુનિવરજી. ૨૧
આવી હતી એ સુંદરી જેમરે, મુનિવરજી.
પાછી ગઈ છે પણ તે તેમરે; મુનિવરજી.
માટે છોડીને મનથી શોકરે, મુનિવરજી.
ચિત્ત પ્રાપ્ત કાર્યમાં રોકરે. મુનિવરજી. ૨૨

કાળે કરી આવે જાય ભોગરે, મુનિવરજી.
ત્યજી તેને હવે લે તું યોગરે; મુનિવરજી.
માટે સમજી સંસાર અસારરે. મુનિવરજી.
ત્યજ શોક તણો તું વિચારરે. મુનિવરજી. ૨૩
નથી રહેતું સદાએ સુખરે, મુનિવરજી.
કોઈ સર્વદા પામેન દુઃખરે; મુનિવરજી.
ઘટમાળ ફરે છે જેમરે, મુનિવરજી.
સુખ દુઃખ ફરે છે તેમરે. મુનિવરજી. ૨૪
ઈચ્છા હોય તો કર હવે રાજરે. મુનિવરજી.
વનમાં જા કાંતો તપને કાજરે. મુનિવરજી.

ક્ષણભંગુર છે આ દેહરે, મુનિવરજી.
પણ મોક્ષની બારી છે તેહરે. મુનિવરજી. ૨૫
જીવ બહુ યોનિમાં અથડાયરે, મુનિવરજી.
મનુષ્ય દેહ વિના જ્ઞાન ન થાયરે: મુનિવરજી.
આ જે દેખાય છે સંસારરે, મુનિવરજી.
ભગવતી માયાનો ચમત્કારરે. મુનિવરજી: ૨૬
સુણી વિષ્ણુનાં એવાં વચનરે, મુનિવરજી.
સ્નાન કીધું ત્યજીને રૂદનરે; મુનિવરજી.
સોંપી પુત્રને રાજને પાટરે, મુનિવરજી.
રાયે લીધી વનની વાટરે. મુનિવરજી. ૨૭
ત્યાં સમજ્યો શ્રીગુરૂની સાનરે, મુનિવરજી.
થયું ત્યાં તેને આત્મજ્ઞાનરે; મુનિવરજી.
પછી હરિને હસતા દેખીરે, મુનિવરજી.
બોલ્યો પ્રેમ કરી પ્રભુ પેખીરે. મુનિવરજી. ૨૮
નાથ માયા માંહી તણાયોરે, મુનિવરજી.
મને તેનો મહિમા જણાયોરે; મુનિવરજી.
પણ સંશય એક મને થાયરે, મુનિવરજી.
તેને દૂર કરો યદુરાયરે. મુનિવરજી. ૨૯
સ્ત્રી ચરિત્ર સાંભરે છે જેમરે, મુનિવરજી.
પૂર્વે જ્ઞાન ન સાંભર્યું કેમરે; મુનિવરજી.
જ્યારે રૂપે થયો હું નારીરે, મુનિવરજી.
ત્યારે મોહ થયો મને ભારીરે. મુનિવરજી. ૩૦
હતાં પ્રથમનાં મન ચિત્ત જેહરે, મુનિવરજી.
તેમ સ્થૂળને સૂક્ષ્મ દેહરે; મુનિવરજી.

છતાં કેમ ભૂલાયું મારૂં ભાનરે, મુનિવરજી.
ગયું કેમ ટળી મારૂં જ્ઞાનરે. મુનિવરજી. ૩૧
નારી રૂપે કરતા સુરાપાનરે, મુનિવરજી.
ન હતું 'નારદ છું' એ ભાનરે; મુનિવરજી.
જ્ઞાન કેમ પામ્યું તહાં નાશરે, મુનિવરજી.
તેનું કારણ કહો અવિનાશરે. મુનિવરજી. ૩૨
બોલ્યા પ્રીતથી પ્રભુ વચનરે, મુનિવરજી.
સુણો નારદ ધારીને મનરે; મુનિવરજી.
જીવ ભ્રાન્તિમાં ભટકે છે જ્યારેરે, મુનિવરજી.
ભૂલે વિવેકને તે ત્યારેરે. મુનિવરજી. ૩૩
સર્વ પ્રાણીઓના દેહમાંહ્યરે; મુનિવરજી.
જાગ્રદાદિ અવસ્થાઓ થાયરે, મુનિવરજી.
સર્વ ભ્રમનો આત્મા આધારરે, મુનિવરજી.
તેમાં આવે ન સ્વરૂપ વિચારરે. મુનિવરજી. ૩૪
ઉપદેશ વિના ઋષિરાયરે, મુનિવરજી.
કોઇને તે તો નવ સમજાયરે; મુનિવરજી.
તેમ તમને વધ્યું અજ્ઞાનરે, મુનિવરજી.
તેથી ભૂલ્યા સ્વરૂપનું ભાનરે. મુનિવરજી. ૩૫
તેમાં સંદેહ તેથી ન કરવોરે, મુનિવરજી.
એ છે માયાનો વિલાસ વરવોરે; મુનિવરજી.
સુષુપ્તિમાં પડે જન જેહરે, મુનિવરજી.
નવ સાંભળે બોલે તેહરે; મુનિવરજી. ૩૬
પણ જાગે તે જન જે વારરે, મુનિવરજી.
કહે સુખનો અનુભવ તે કાળરે; મુનિવરજી.

એમ થાય જ્યારે મન જ્ઞાનરે, મુનિવરજી.
ત્યારે ભ્રાન્તિનું આવે છે ભાનરે. મુનિવરજી. ૩૭
જુઓ સ્વપ્ન અવસ્થાની રીતરે, મુનિવરજી.
થાયે નિંદ્રાથી ચંચલ ચિત્તરે મુનિવરજી.
હાથી મારવા આવે તે વારરે, મુનિવરજી.
જીવ ચાલી ન શકે લગારરે. મુનિવરજી. ૩૮

નથી નાસવા શક્તિ મારીરે, મુનિવરજી.
નથી ઉગરવા કોઇ બારીરે; મુનિવરજી.
એવી કલ્પના નિદ્રામાં થાયરે, મુનિવરજી.
મૃત્યુ પામેલ દાદો દેખાયરે. મુનિવરજી. ૩૯

ખાનપાન કરી તેની સાથરે, મુનિવરજી.
વળી સર્વ કરે છે વાતરે; મુનિવરજી.
સ્વપ્ને જુરે સુખઃદુખ જેહરે; મુનિવરજી.
જાગ્યા પછી આવે યાદ તેહરે. મુનિવરજી. ૪૦

સ્વપ્ન સમયે લાગે છે સત્યરે, મુનિવરજી.
એવી અકળ ભ્રાન્તિની ગત્યરે, મુનિવરજી.
એમ ભ્રાન્તિમાં છે જન જેહરે. મુનિવરજી.
માયા વૈભવ સમજે ન તેહરે. મુનિવરજી. ૪૧

એવી દુર્ઘટ માયા અપારરે, મુનિવરજી.
શિવસનકાદિ જાણે ન પારરે; મુનિવરજી.
ત્યારે મંદમતિ જીવ જેહરે, મુનિવરજી.
જાણે ક્યાંથી માયાને તેહરે. મુનિવરજી. ૪૨

જે છે ત્રણે ગુણોની પારરે, મુનિવરજી.
પ્રભુ પોતે એ નિરવિકારરે; મુનિવરજી.

માટે અઘટિત ઘટના માયારે, મુનિવરજી.
દેવ, દાનવ માનવ ઠગાયારે. મુનિવરજી. ૪૩
ત્રિગુણી પુરૂષ છે જેહરે, મુનિવરજી.
સદા માયાનો આધાર તેહરે; મુનિવરજી.
તેથી માયાને તે નવ જાણેરે, મુનિવરજી.
કાર્ય કારણને ન પ્રમાણેરે. મુનિવરજી. ૪૪
ભાસે સર્વ જે સંસારરે, મુનિવરજી.
તે છે માયાનો સર્વ પ્રકારરે, મુનિવરજી.
સત્વ મુખ્ય છે મારી માંહ્યરે. મુનિવરજી.
તમ રજ રહ્યા છે દબાયરે. મુનિવરજી. ૪૫
બ્રહ્માજી જે તમારા તાતરે, મુનિવરજી.
તેમાં રજો ગુણ સાક્ષાતરે; મુનિવરજી.
સત્વરજ રહે છે છૂપાઈરે. મુનિવરજી.
તમ શિવમાં મુખ્ય ગણાયરે. મુનિવરજી. ૪૬
એમ ત્રિગુણી છે આ સંસારરે, મુનિવરજી.
તેમાં મોહન કરવો લગારરે; મુનિવરજી.
જોયો તમે માયાનો ખેલરે, મુનિવરજી.
એ તો મૂળ વિનાની છે વેલરે. મુનિવરજી. ૪૭
બહુ ભોગ કર્યા બની નારરે. મુનિવરજી.
તેનો ગણતાં ન આવે પારરે; મુનિવરજી.
એવો મહામાયાનો મહિમાયરે. મુનિવરજી.
થયો સપ્તમો આ અધ્યાયરે. મુનિવરજી. ૪૮

એ રીતે વ્યાસ નારદના સંવાદમાં સાતમો અધ્યાય.

---

## અધ્યાય ૮ મો.

## માયાનો મહિમા અને તેની શાંન્તિનો ઉપાય.

### દોહરો.

વ્યાસ કહે સુણ સ્નેહથી, તું જનમેજયરાય,
નારદ પાસે સાંભળ્યો, માયાનો મહિમાય. ૧
નારી રૂપ તણો સુણ્યો, નારદનો ઇતિહાસ,
પૂછ્યો પ્રશ્ન બીજો તહાં, અંતર ધરી ઉલ્લાસ. ૨
હરિએ ફરીને શું કહ્યું, તમને મુનિ તત્કાળ;
તમ સાથે તે કયાં ગયા, પોતે પ્રભુ દયાળ. ૩
મને જગતના નાથની, બહુ વહાલી છે વાત;
સ્નેહ કરી સંભળાવજો, એ ઇચ્છું છું તાત. ૪
નારદ–કહી મુજને એટલું, સુંદર સરવર તીર;
વૈકુંઠ જાવા સજ થયા, પોતે શ્રીયદુવીર. ૫
સ્નેહે મારા સંગમાં, આવો વૈકુંઠ માંહ્ય;
અથવા ભુવનમાંહે ફરો, જ્યાં જ્યાં ઇચ્છા થાય. ૬
વચન સુણી વિષ્ણુ તણાં, આજ્ઞા માગી ખાસ;
બ્રહ્મ લોકમાં હું ગયો પ્રેમે તાતની પાસ. ૭
સુખદુ:ખનો અનુભવ કર્યો, તેનો કરૂં વિચાર;
વિધિ પાસે ઉભો રહ્યો, નમન કરી તે વાર. ૮
ચિત્ત ચિંતાતુર દેખીને, કરી પૃચ્છા તે વાર;
કેમ ઉદાસી અંતરે, શાનો કરો વિચાર. ૯
જોઉં વિચારી પુત્ર તો, ચંચલચિત્ત જણાય;
કોઇએ તમને છેતર્યા, ( કે ) અદ્ભુત દીઠું કાંય. ૧૦
ખેદ થકી નિર્વેદ છે, કાંઇ ન દિસે શુદ્ધ;
કેમ આમ આજે બન્યું, કહો વિચારી બુદ્ધ. ૧૧

## ચોપાઈનો રાહ.

બેસાડી મને આસને તાત, પૂછી સ્નેહથી સઘળી વાત;
અનુભવ્યું માયા બળ જેહ, સર્વ કહી સંભળાવ્યું તેહ. ૧
ફસાવ્યો મને હરિએ જેમ, નારીરૂપ થયો હતો તેમ;
વધ્યો પુત્ર પૌત્ર પરિવાર, તેનું ભોગવ્યું દુઃખ અપાર. ૨
જગાડયો કરી કૃપા અનૂપ, પાછો બનાવ્યો નારદરૂપ;
પડયો મહા મોહમાં જ્યારે, થઇ ગયો હું તન્મય ત્યારે. ૩
ગયો ભૂલી સ્વરૂપનું જ્ઞાન, વધ્યું અજ્ઞાન ને અભિમાન;
એવી જાણી શકયો નહિ માયા, જેમાં ભલા ભલા ભરમાયા. ૪
માયા જીત્યા તમે કેવી રીતે, કહી સંભળાવો મુજને પ્રીતે;
હોય બળવાન ઉપાય જેહ, મને કહી સંભળાવો તેહ. ૫
સુણી મારાં એવાં વચન, બોલ્યા બ્રહ્મા પ્રસન્ન વદન;
જ્ઞાની, ધ્યાની, તપસ્વી, યતિ, કોઈ માયાને જીત્યો નથી. ૬
હું, વિષ્ણુ અથવા મહાદેવ, નથી જાણતા માયાનો ભેવ;
સૃષ્ટિ સ્થિતિ પ્રલય કરનારી, કાળ કર્મ સ્વભાવાદિવાળી. ૭
એવી મહામાયા છે અનાદિ, સર્વ ભૂલ્યા બનીને પ્રમાદિ;
માટે મુઝાશો નહિ મનમાં, રાખો શ્રદ્ધા મારા વચનમાં. ૮
આવરણને વિક્ષેપ જેહ, અજ્ઞાનીને મોહક તેહ;
તેમ માયાની વિક્ષેપ શક્તિ, તેથી જ્ઞાનીને ભાસે આસક્તિ. ૯
કહે નારદ સુણો તમે વ્યાસ, સાંભળ્યાં એ વચન તાત,
સહુ વિસ્મય મનથી ત્યાગી, નીકળ્યા રજા તેની માગી. ૧૦
બહુ તીર્થમાં સ્નાન કરતો, આવ્યો અત્રે ફરતો ફરતો;
કૌરવ નાશના શોકને છોડી, રહો ભગવતીમાં મન ચોડી. ૧૧
એમ શાન્તિથી કાળ વિતાવો, નિત્ય સ્વરૂપમાં ધ્યાન લગાવો;

એકાગ્રતા છતાં કોઈ વાર, મન કલ્પિ બેસે સંસાર;
પ્રારબ્ધનો ભોગ છે એહ, ભોગવે છુટકો નિઃસંદેહ. ૧૨
કરેલાં જે શુભાશુભ કર્મ, તેનો સુખદુઃખ રૂપ છે ધર્મ;
તેતો સમયે આવે ને જાય; તેની ચિંતા નહિં મનમાંહ્ય. ૧૩
કહે વ્યાસ જનમેજય રાય, એમ સમજાવી થયા વિદાય;
રહ્યો હું ત્યાં શ્રીહરિ સ્મરતો, સારસ્વત કલ્પનો ક્ષય કરતો. ૧૪
અનેક આખ્યાનો જે સુખધામ, તેનું ભાગવત પુરાણ નામ;
સહુ વેદનો છે તેમાં સાર, સહુ સંશયને છેદનહાર. ૧૫
ઇંદ્રજાળ પુરૂષ કરનાર, નચાવે જેમ કાષ્ટની નાર;
માયા તેમ નચાવે સંસાર, સ્થાવર જંગમ કોઈ ન બહાર. ૧૬
ત્રણ ગુણોની રચના સઘળી, રહ્યું કાર્ય કારણમાં મળી;
માયા કાર્યના ભિન્ન સ્વભાવ, તે સાંભળ કહું છું ભાવ. ૧૭
સત્વગુણનું શાન્ત સ્વરૂપ, રજોગુણ છે ઘોર અનૂપ;
તમોગુણની છે મૂઢ જાત, રહ્યા ભળી સહુ ભલી ભાત. ૧૮
તંતુ વિનાનું વસ્ત્ર ન જેમ, ગુણહીણો નહિ જીવ તેમ;
સર્વ ઘડામાં મૃતિકા જેવી, ગુણવાળી આ સૃષ્ટિ તેવી. ૧૯
તેથી સુખદુઃખને થાએ શોક, તેથી વ્યાપક સર્વે લોક;
જ્યારે સાત્વિક બ્રહ્મા થાય, ત્યારે પ્રીતિવાળા તે જણાય. ૨૦
રજોગુણથી ઘેરાય જ્યારે, ઘોરરૂપ દિસે છે ત્યારે;
તમોગુણ વધે જ્યારે મનમાં, ખેદ પામી મૂઢ થાએ તનમાં. ૨૧
તેમ વિષ્ણુએ ત્રિગુણયુક્ત, નથી મહાદેવ તે થકી મુક્ત;
સૂર્ય, ચંદ્ર, દેવ, મનુ આદિ, સહુને વળગી છે માયા અનાદિ. ૨૨
સર્વ સંસાર માયાને અધીન, કરે ચેષ્ટા બનીને દીન;
માટે વિષ્ણુ અશ્વ થયા કેમ, કદિ શંકા ન કરવી તેમ. ૨૩

જે ભગવતી કહેવાય ભૂપ, તે છે સત્ ચિત્ આનંદરૂપ,
માયા સદા અધીન છે જેને, બહુ ભાવેથી ભજવાં તેને. ૨૪
કરે તેમનો સાક્ષાત્કાર, તેને માયા નથી દમનાર;
ભુવન એવું માયાનું નામ, ઈશ્વરી તેને વસવાનું ઠામ. ૨૫
માટે ભુવનેશ્વરી તે દેવી, છોડો માયા સદા તેને સેવી;
જેને શરણ દેવીનું હોય, તેને માયા નડે નહિ કોય. ૨૬
હોય પાવક જેની પાસ, તેને ઠંડીનો લાગે ન ત્રાસ;
તેથી માયાને કરવા દૂર, ભજો ભગવતીને જરૂર. ૨૭
બીજા દેવનું ભજન ન કરવું. જેને સંસારમાં ન્હોય ફરવું;
જ્ઞાન સ્વરૂપ દેવી સિવાય, માયા નાશ ન દેવથી થાય. ૨૮
રજ્જુમાંહે જે સર્પ દેખાય, કર્મ ભક્તિથી તે નવ જાય;
દોરી દેખાતાં થાએ શાન્તિ, ટળે ત્યારે સર્પની ભ્રાન્તિ. ૨૯
તેમ કર્મ ઉપાસના જેહ, નથી માયાનાં નાશક તેહ;
જ્યારે જ્ઞાન દેવીનું થાય, ત્યારે માયા પોતે ટળી જાય. ૩૦
નાસે તેજથી તિમિર જેમ, જ્ઞાનથી જાય માયા તેમ;
આરાધો દેવી પૂર્ણ પ્રકાશ, છોડી અંતરથી સર્વ આશ. ૩૧
પૂછ્યું હતું જે કાંઈ તમે, કહ્યું વિસ્તારી સર્વ અમે;
ભગવતી ભાગવત નામ, એવું પુરાણ આ સુખ ધામ. ૩૨
કહ્યું પૂર્વાર્ધ તમારી પાસ, જાણી જગદંબાના દાસ;
દેવી મહીમા છે આમાં પૂર્ણ, નહિં આપવો કોઇને તૂર્ણ. ૩૩
શિષ્યપુત્ર, જે સેવામાં રક્ત, હોય દેવીનો સાચો ભક્ત;
ગુરૂમાં દેવ બુદ્ધિ હોય, આપવો તેવાં લક્ષણ જોય. ૩૪
વેદ સમ છે કથાનો સાર, સાંભળે તેનો જાય સંસાર;
પામે જ્ઞાન તે પૂરણ કામ, વસે છેવટ મોક્ષને ઠામ. ૩૫

इदमखिलकथानां सारभूतं पुराणं
निखिलनिगमतुल्यं सत्प्रमाणानुविद्धम् ।
पठति परमभावाद्यः शृणोतीह भक्त्या
स भवति धनवान्वै ज्ञानवान्मानवोत्र ॥६०॥

**અર્થ**—આ પુરાણ સર્વ કથાઓના સારભૂત છે. સર્વ વેદ સમાન અને પ્રમાણોથી યુક્ત છે. જે કોઈ આ પુરાણ પરમ ભાવથી ભણે છે અથવા ભક્તિથી સાંભળે છે તે મનુષ્ય આ લોકમાં ધનવાન્ અને જ્ઞાનવાન્ થાય છે.

દોહરા.

વ્યાસ અને નારદ તણો, જે સુંદર સંવાદ;
વસુ અધ્યાય મહિં થયો, પૂરો પ્રભુ પ્રસાદ. ૧
રાગ રાગણીમાં રચ્યું, સ્વામી **ચિદ્ઘનનામઃ**
નિવાસ સ્થાન નક્કી કર્યું, શુભ **ઓરોલા** ગામ. ૨

એ પ્રમાણે વ્યાસ નારદ સંવાદમાં આઠમો અધ્યાય.

ॐ तत्सत्परमात्मने नमः

# अथ रासलीला.

### દોહરો.

વંદી નંદ નંદનતણાં, પ્રેમે પદઅરવિંદ;
રસિકરાસ લીલાકહું, જે ટાળે ભવફંદ. ૧
રસ શ્રીકૃષ્ણને ગોપિકા, કહે रसो वै વેદ;
રાસ ક્રીડા રસરૂપ છે, વિરલા સમજે ભેદ. ૨

### રાગ–કેદારો.

શરદ પુનમની મધ્ય નિશાએ, પ્રફુલ્લ વૃન્દાવનરે;
યોગ માયાનો આશ્રયધારી, રમવા કીધું મનરે. શરદ. ૧
ચન્દ્રમા સોળ કળાએ ખીલ્યો, દશે દિશા અજવાળેરે;
ગોપીઓ સંગે કોલ કીધો તે, કૃષ્ણે સંભાર્યો તે કાળેરે. શરદ. ૨
બંસીબટના ચોકમાં આવી, મોહને બંસી વગાડીરે;
કામને મોહથી ગોપીઓ ભૂલી, સુરતા તેમાં લગાડીરે. શરદ. ૩
મનમોહન માંહે મન મળતાં, ચાલી ધરીને હુલ્લાસરે;
અન્યો અન્ય ખબર ન આપી, પહોંચી પ્રભુની પાસરે. શરદ. ૪
સ્વર જે દિશાથી સાંભળીઓ, તેનું બાંધી નિશાનરે;
**ચિદ્દઘનાનંદ**મય વ્રજનારી, જાય ભૂલી દેહ ભાનરે. શરદ. ૫

---

### રાગ ઉપરનો.

ચતુરાને ચિત્ત ચટપટ લાગી, વાંસલડી રૂડી વાગીરે;
નિદ્રામાંથી કો વ્રજનારી, ઝબકીને ઝટ જાગીરે. ચતુરાને૦ ૧
ગાય દોહાવાનું કામ મૂકીને, હરિને મળવા દોડીરે;
દોરડી લઇને દીકરા બાંધ્યા, વાછડાં મેલ્યાં છોડીરે. ચતુરાને૦

છાશનાં વાસણુ ચુલે ચડાવી, ફૂચડાં નાંખ્યાં ઢોળીરે;
પીરસવાને હાથમાં લીધેલ, પડતી મૂકી પોળીરે. ચતુરાને૦ ૩
ધાવતાં બાલકને તરછોડયાં, સેવા પતિની ત્યાગીરે;
ભૂધરજીને ભેટવા માટે, વ્રજનારી જાય ભાગીરે. ચતુરાને૦ ૪
કોઈ ગોપીને ઘરમાં પૂરી, કોઇને રોકે સ્વામીરે;
ચિદ્દઘન કેરૂં ધ્યાન કરીને, દુર્લભ મોક્ષ તે પામીરે. ચતુરાને૦ ૫

---

## રાગ ઉપરનો.

કાનાને મળવા કામની ચાલ્યાં, ભુલીને સઘળું ભાનરે;
વાત વ્યવહારની પડી વિસારે, કાનમાં લાગ્યું ધ્યાનરે. કાનાને૦ ૧
કાજળ લઈ સેંથામાં સાર્યું, સિંદુર અંજન કીધુંરે;
ચરણીઆને વસ્ત્ર સમજી, અવળું ઓઢી લીધુંરે. કાનાને૦ ૨
ઝાંઝર લઈને હાથમાં ઘાલ્યાં, કંકણુ પગમાં પેરયાંરે;
નાકની વાળી કાનમાં પહેરી, વાળનાં મોતી વેર્યાંરે. કાનાને૦ ૩
કર આંગળીએ વિછુવા ઘાલ્યા વીંટી પગ અંગુઠેરે;
વાળ છુટા વાયુથી ઊડે, જાય ભરાતા ઠુંઠેરે. કાનાને૦ ૪
લોક પતિને વેદની લજ્યા, તુરત તેમણે ત્યાગીરે;
રોકી રહિ નહિ વૃત્તિ તેની, ચિદ્દઘનાનંદમાં લાગીરે. કાનાને૦ ૫

---

## રાગ ઉપરનો.

માધવનો મહિમા છે મ્હોટો, જુઓ વિચારી મનરે;
એક મને જે સમરે તેને, મોક્ષ પામે તે જનરે. માધવનો૦ ૧
દ્વેષ કરી દામોદર ઉપર, જે કોઇ ચિતમાં ધરશેરે;
શિશુપાળની પેઠે તે પણુ, ભવસાગરને તરશેરે. માધવનો૦ ૨

ભય પામીને કંસરાજાએ, કૃષ્ણનું ચિંતન કીધુંરે;
જન્મ મરણનું સંકટ મ્હોટું, હરિએ તેનું હરી લીધુંરે. માધ૦ ૩
સ્નેહ સુદામે સાચો રાખ્યો, દરિદ્ર તેનું ફેડયુંરે;
કૃપા કરીને કેશવે તેના, ભવબંધનને મોડયુંરે. માધવનો૦ ૪
કામ ભાવેથી જુઓ ગોપિકા, જઈ ગોવિંદને વળગીરે;
**ચિદ્દઘનાનંદે** ગણી પોતાની, જરા કરી નહિ અળગીરે. માધ૦ ૫

---

રાગ—**ગરબી.**

**સાખી.**

સ્વાગત હો તમ સુંદરી, કહો આવ્યાં છો કેમ;
હિત તમારૂં શું કરૂં, સહુ વ્રજમાં છે કુશળ ક્ષેમરે—
સજની વ્રજનારી, વ્રજનારી૦ ૧
નિશા નારી માટે રૂપ ઘોરરે, સજની વ્રજ૦ (૨)
આ વેળાએ ચાલે ચોરરે, સજની વ્રજ૦ (૨)
સિંહ, વાઘ, વરૂ, સર્પ, રહે વનમાંરે, સજની વ્રજ૦ (૨)
તેથી દુઃખ થશે તન મનમાંરે, સજની વ્રજ૦ (૨) ૨
માત, તાત, પતિ, પુત્ર જે તમારારે, સજની વ્રજ૦ (૨)
નહિં દેખીને ખોળશે બિચારારે, સજની વ્રજ૦ (૨)
જોવા ચાંદની યમુના લ્હેરેરે, સજની વ્રજ૦ (૨)
આવ્યાં હોતો, જોયું. જાઓ ઘેરરે, સજની વ્રજ૦ (૨) ૩
તમો વિના સુનાં આ કાળરે, સજની વ્રજ૦ (૨)
બુમો પાડે વાછરડાંને બાળરે, સજની વ્રજ૦ (૨)
માટે જાઓ ઉતાવળાં ઘેરરે, સજની વ્રજ૦ (૨)
કરો ધવરાવવાની તેની પેરરે, સજની વ્રજ૦ (૨) ૪

હોય મારામાં પ્રેમજો અપારરે, સજની વ્રજ૦ (૨)
થયો સફળ તે તો આવારરે, સજની વ્રજ૦ (૨)
કરી દર્શન લીધો લાવોરે, સજની વ્રજ૦ (૨)
કહે **ચિદ્દઘન** હવે સિધાવોરે, સજની વ્રજ૦ (૨) ૫

---

રાગ ઉપરનો.

**સાખી.**

પતિની સેવા માનજો, મુખ્ય તમારૂં કર્મ;
પાલન સહુ પરિવારનું, તે ઉત્તમ તમારો ધર્મરે—
સાંભળો સહુ શાણી સહુ શાણી૦ ૧
પતિ દુષ્ટ ક્રોધી રોગી અંધરે, સાંભળો સહુ૦ (૨)
ન હોય દયા કે ધનનો સંબંધરે, સાંભળો સહુ૦ (૨)
પણ પાપમાં રાખે ના મનરે, સાંભળો સહુ૦ (૨)
સેવો સોંપીને તન, મન ધનરે, સાંભળો સહુ૦ (૨) ૨
જે કોઇ હિત પોતાનું ઇચ્છેરે, સાંભળો સહુ૦ (૨)
પતિથી વિરૂદ્ધ વાત ન પ્રીચ્છેરે, સાંભળો સહુ૦ (૨)
જાર બુદ્ધિ કરે જે નારરે, સાંભળો સહુ૦ (૨)
નક્કી નર્કમાં તે પડનારરે, સાંભળો સહુ૦ (૨) ૩
તેથી કીર્તિનો થાશે નાશરે; સાંભળો સહુ૦ (૨)
તુચ્છ નિંદ્ય ભયંકર ભાસરે, સાંભળો સહુ૦ (૨)
મહા પાતકનું તે મૂળરે, સાંભળો સહુ૦ (૨)
વળી સંકર થાએ કુળરે, સાંભળો સહુ૦ (૨) ૪
સતી સદા પતિને આધીનરે, સાંભળો સહુ૦ (૨)
તેને સુખના આવે છે દિનરે, સાંભળો સહુ૦ (૨)

કરી દર્શન મારા ગુણ ગાઓરે, સાંભળો સહુ૦ (૨)
કહે **ચિદ્‌ઘન** ઘેર હવે જાઓરે, સાંભળો સહુ૦ (૨) ૫

---

## રાગ ઉપરનો.
### સાખી.

પ્રભુ વિચારી પ્રેમને, કરજો મનમાં તોલ;
વ્હાલમજી વદશો નહિ, એવા દયા વિનાના બોલરે—
લાલજી રંગીલા રંગીલા. ૧

સર્વ ત્યાગીને ભજીએ તમનેરે, લાલજી રંગીલા૦ (૨)
ત્યારે તરછોડો નાથ શીદ અમનેરે, લાલજી રંગીલા૦ (૨)
ધર્મરૂપ બતાવ્યો સહુ ધર્મરે, લાલજી રંગીલા૦ (૨)
આપ ચરણ સેવ્યે ફળશે સૌ કર્મરે, લાલજી રંગીલા (૨) ૨
તમે સર્વ પતિના પતિ રૂપરે, લાલજી રંગીલા (૨)
તમને ભજત પડે ન ભવકૂપરે, લાલજી રંગીલા (૨)
અમે શરણ લીધું છે તમારૂંરે, લાલજી રંગીલા (૨)
તેથી રીઝવો ને મન અમારૂંરે, લાલજી રંગીલા (૨) ૩
હતી મનથી ઘરકામમાં પ્રીતરે, લાલજી રંગીલા (૨)
સુણી મોરલીને ઉખડયાં ચિત્તરે, લાલજી રંગીલા (૨)
ઇચ્છે હાથ પાય સેવા તમારીરે, લાલજી રંગીલા (૨)
તેથી ગતિ અટકી છે અમારીરે, લાલજી રંગીલા (૨) ૪
સહુ દાસી રહી છે દુઃખ પામીરે, લાલજી રંગીલા (૨)
સઘળું જાણો છો અંતર્યામીરે, લાલજી રંગીલા (૨)
પ્રિય વધ્યો વિરહનો ત્રાસરે, લાલજી રંગીલા (૨)
સ્વામી **ચિદ્‌ઘન** પૂરો આશરે, લાલજી રંગીલા (૨) ૫

---

## રાગ ઉપરનો.

### સાખી.

વ્રજનાથે વ્રજનારનાં, વિનય ભરેલાં વેણ;
સર્વ સાંભળી સ્નેહથી, મેહ થકી નચાવ્યાં નેણરે—
રસીઓ રસધારી રસધારી૦ ૧

સહુ તારામાં ચન્દ્રમા જેમરે, રસીઓ રસ૦ (૨)
સુંદર સુંદરીમાં કૃષ્ણરાજે તેમરે, રસીઓ રસ૦ (૨)
વહે વાયુ શીતળ ને મંદરે, રસીઓ રસ૦ (૨)
નાચે તા, તા, થૈ, થૈ વૃજચંદરે, રસીઓ રસ૦ (૨) ૨

બીડી ભૂજાને લે છે તાલરે, રસીઓ રસ૦ (૨)
સામ સામે ઘસાય ગાલ ભાલરે, રસીઓ રસ૦ (૨)
મંદ મધુરૂં હસીને હરિ ગાયરે, રસીઓ રસ૦ (૨)
દાંત નખના ક્ષત જણાયરે, રસીઓ રસ૦ (૨) ૩

ઘમકે ઘૂઘરી ને તૂટે છે તાનરે, રસીઓ રસ૦ (૨)
વધ્યું ગોપીઓના મનમાં માનરે, રસીઓ રસ૦ (૨)
શિવ સનકાદિ જેને ઉપાસેરે, રસીઓ રસ૦ (૨)
અમો અબળા પાસે તે નાચેરે, રસીઓ રસ૦ (૨) ૪

ધન્ય ભાગ્ય મળ્યા ભગવાનરે, રસીઓ રસ૦ (૨)
એવું ગોપીઓને આવ્યું અભિમાનરે, રસીઓ રસ૦ (૨)
મદ ઉતારવાનું ધારી મનરે, રસીઓ રસ૦ (૨)
થયા અંતર્ધ્યાન ચિદ્દઘનરે, રસીઓ રસ૦ (૨) ૫

**રાગ ગરબી** ( ઓધવજીનો સંદેશો. )

આપ અચાનક અમને મૂકી ક્યાં ગયા,
દયાનિધિ કેમ કીધો દયાનો ત્યાગજો;
અબળાનો અપરાધ શો અંતરમાં વસ્યો,
કયા કરમથી ફૂટયું અમારૂં ભાગ્યજો. આપ૦ ૧

આપ વિયોગે દિલ અમારાં તરફડે,
નીર સૂકાતાં તલસે જેવાં મીનજો;
શ્યામ તમારો સ્નેહ જેમ અમને સાંભરે,
બહુ દુઃખોથી તેમ તેમ બનીએ દીનજો. આપ૦ ૨

શોધે વિભુને સાથે મળી સહુ સુંદરી;
જે છે વ્યાપક સઘળે અંદર બ્હારજો;
વૃક્ષ વેલને પૂછે તેમની વારતા,
કોઇ કરે નહિ 'હા' એવા ઉચ્ચારજો. આપ૦ ૩

સ્નેહ કટાક્ષો સાલે વ્હાલા ચિત્તમાં,
ઘડી ઘડી આવે યાદ તમારૂં હાસ્યજો;
શા માટે સંતાયા સઘળું ત્યાગીને,
વ્રજ વિહારી કેમ છોડયો વિલાસજો. આપ૦ ૪

કુંજે કુંજે ફરી થાકી વ્રજનારીઓ,
બેઠી સર્વે મૂકીને નિશ્વાસજો;
લીલા પ્રેમે પછી શ્રીપ્રભુની આદરી,
ચિદ્દઘનને મળવાની મનમાં આશજો. આપ૦ ૫

રાગ ઉપરનો.

મદઘેલી શ્રીકૃષ્ણરૂપે સહુ ગોપિકા,
એક બની શ્રીકૃષ્ણ રૂપે બાળજો;
બીજી પુતના થઇ આવી ત્યાં પ્રેમથી,
ધાવી કાનાએ તેનો કીધો કાળજો. મદ૦ ૧

ઘુંટણીએ ચાલે ઘુઘરા ઘમકાવતી,
પોતે જાણે જશોદા કેરા લાલજો.
વસ્ત્ર હરિ કોઇ ચડી ગઇ ઝાડ કદમને,
કોઇ ચાલે છે નંદનંદનની ચાલજો. મદ૦ ૨

કાલિય દમનની ક્રીડા કરે કોઇ કામિની,
બીજીના માથા પર મૂકી ચર્ણજો;
દંડ દેવા દુષ્ટોને હું અહિં આવીઓ,
નહિ જાએ તો થાશે તારૂં મર્ણજો. મદ૦ ૩

વ્રજવાસી ડરશોમાં કો વરસાદથી,
સુલભ તેનો શોધ્યો છે ઉપાયજો;
એમ કહી કપડું કરથી ઊંચું કર્યું,
બીજાં સરવે કરતાં તેની સહાયજો. મદ૦ ૪

એ રીતે લીલા બહુ કરી શ્રીકૃષ્ણની,
તોપણ તેમને ભેટ્યા નહિ ભગવાનજો;
**ચિદ્દઘન** કેરૂં પગલું પૃથ્વી ઉપરે,
જોતાં સહુને સહજે આવ્યું ભાનજો. મદ૦ ૫

---

રાગ ઉપરનો.

પ્રભુ સાથે આ પગલું બીજી કોઈનું,
કોણ હશે સદ્ભાગી વ્રજની નારજો;
પૂરાં તેનાં પુણ્ય જગતમાં જાણવાં,
વ્રજજીવનની સાથે કરે વિહારજો. પ્રભુ૦ ૧

હરિની ખાંધે હાથ મૂકીને હેતથી,
હાથી સાથે હાથિણી ચાલે જેમજો;
પ્રભુ સાથે પરવરતી હશે તે પ્રેમદા,
ચરણ ચિન્હોથી નક્કી ભાસે તેમજો. પ્રભુ૦ ૨

પુષ્પ ચૂંટયા આ વેલી પરનાં પ્રેમથી,
ઊંચા પગનાં અર્ધ નિશાન જણાયજો;
ગજગામિની માટે ગજરા ગુંથવા,
રોકાયા છે આ સ્થળમાં વ્રજરાયજો. પ્રભુ૦ ૩

શ્રીમાધવના એ ટીચણની મધ્યમાં,
બેઠેલી બાળાનું જોઇને ચિન્હજોઃ
કેશ ગુંથ્યા છે કામિનીના અહિં કામીએ,
જાણી એવું સર્વે થઈ ગઈ ખીન્નજો. પ્રભુ૦ ૪

એ આધારે ચાલી સહુ વ્રજસુંદરી,
નટવરને નિરખવાનું છે મનજો;
વન વનમાં વ્હાલાને શોધે વ્હાલથી,
વ્યાપક પણના દિસે **શ્રીચિદ્દ્ઘનજો.** પ્રભુ૦ ૫

રાગ ઉપરનો.

એકલી અબળા હરિનું હેત વિચારતી,
રૂપ મારૂં જોઈ રીઝયા સુંદર શ્યામજો;
માટે સૌથી મોહનની હું માનિતી,
આનંદ દેવા લાવ્યા આવે ઠામજો. એકલી૦ ૧

માન ધરી કહે મોહનજીને માનુની,
પ્રભુજી મારા થાકી ગયા છે પાયજો;
તેથી મુજને તેડી લઇ જાઓ તમે,
જહાં જવાની ઇચ્છા તમારી થાયજો. એકલી૦ ૨

વચન પ્રિયાનાં સુણીને બોલ્યા શામળો,
બેશ તું મારા ખભા પર આવારજો;
તત્પર થઇ તે શબ્દ સુણીને સુંદરી,
અદ્રશ્ય થયા હરિ મૂકી નિરાધારજો. એકલી૦ ૩

નેહ ભરેલી નાથ તજીને કાં ગયા,
રસીઆ હું છું દાસી તમારી રાંકજો;
દેવ દયાળુ દર્શન આપો આ સમે,
માફ કરીને વ્હાલા મારો વાંકજો. એકલી૦ ૪

એવામાં આવી ત્યાં બીજી ગોપીઓ;
કેમ ગયા ત્યજી તેને હલધરવીરજો;
સાંભળી વાત સહુ ત્યાંથી પાછાં વળ્યાં,
ચંદ્રવદન મળવા આવ્યા યમુના તીરજો. એકલી૦ ૫

### રાગ ભરસીયાં.

હાય હાયરે અમને નિરાધાર કીધાં;
વહાલ વનમાં ત છોડી દીધાંરે. હાય.—ટેક
વાસ વ્રજમાં કીધો હરિ જ્યારે, આવી ગ્રહગી વસી પણ ત્યારે;
ધન્ય જીવન માન્યું વ્રજનારીરે.— હાય૦ ૧
માન્યાં સ્નેહિ પોતાનાં સોહાગી, તેથી પ્રીતિ તમારામાં જાગી;
ત્યાગી કેમ કરો છો અભાગીરે.— હાય૦ ૨
વિના મૂલની દાસીઓ તમારી, તેને શ્રદ્ધાના કૂપમાં ઉતારી;
કાપો દોર શું અદ્ધરથી મુરારીરે.— હાય૦ ૩
વૃષ્ટિ વાયુને ઝેરથી ઊગાર્યાં, બીજા બહુ બહુ ભયથી તાર્યાં;
ખરા આનંદ સમે શીદ માર્યાંરે.— હાય૦ ૪
અરજ બ્રહ્માની ઉરમાં ધારી, ભક્ત માટે થયા અવતારી;
કેમ મૂકો ચિદઘન વિસારીરે.— હાય૦ ૫

---

### રાગ ઉપરનો.

હાય હાયરે રીસાયા શીદને રૂપાળા,
છળ કરીને છૂપાયા છોગાળારે. હાય.—ટેક
જે કરથી અભય સૌને આપો, જેના સ્પર્શથી રમાના ગયા તાપો;
તે હસ્ત લઈને મસ્તકે સ્થાપોરે.— હાય૦ ૧
નિજ ભક્તોનો ગર્વ ગાળનારા, વ્રજવાસીઓના તાપ ટાળનારા;
સાચા પ્રેમના છો પાળનારારે.— હાય૦ ૨
ચન્દ્રવદન જ્યારથી તમારૂં જોયું, દેહ ગેહ તણું ભાન બધું ખોયું;
મન માધવ તમારામાં મોહ્યુંરે.— હાય૦ ૩
ગાયો પાછળ જે ચરણો ફરતાં, રજ વનની એ પાવન કરતાં;
ઉર અમારે કેમ નથી ધરતારે.— હાય૦ ૪

દયા **ચિદ્દઘન** દિલમાં આણી, સ્નેહ ભરી સુણાવોને વાણી;
આશ પૂરો પોતાનાં જાણીરે.— હાય૦ ૫

## રાગ ઉપરનો.

હાય હાયરે અંતર તલસે અમારૂં,
તેથી સારૂં શું થાશે તમારૂંરે. હાય.—ટેક
નથી નંદ જશોદાના જાયા, સહુના સાક્ષી તમે જગરાયા;
શાને ભૂલાવો કરીને માયારે.— હાય૦ ૧
જીવ કાઢશે વિયોગ તમારો, આપ વિના નથી કોઇ આરો;
આપી અધરામૃતને ઉગારોરે.— હાય૦ ૨
પુણ્ય પૂરાં ઉદય થાય જ્યારે, મળે હરિ કથામૃત ત્યારે;
ટકયો જીવ તેના આધારેરે.— હાય૦ ૩
હતો આનંદરસ ઉભરાતો, ગયો આપ વિરહથી સૂકાતો;
હવે અકળાવે છાની વાતોરે.— હાય૦ ૪
થયા સ્નેહે કોમળ ચિત્ત જેનાં, શીદ કપટે બાળો મન તેનાં;
**ચિદ્દઘન** વિના તો ગમેનારે.— હાય૦ ૫

## રાગ ઉપરનો.

હાય હાયરે હઠ કરોશું હરિ આવી,
હવે કેટલું જોશો તપાવીરે. હાય.—ટેક
જ્યારે ગાયોમાં ગોવિંદ જાતા, સાંજે આવો બંસીમાં ગીત ગાતા;
અમે જોઇ જોઇ હૈયે હરખાતાંરે.— હાય૦ ૧
હશે કાંટા ચુભાતા પાયે, તેની ચિંતા અમોને થાએ;
કહાં છુપાયા જાદવરાયરે. હાય૦ ૨

કંસ જેવાં અમોને ધારી, ફરી રાત લીધી શું મુરારી;
ગયા ક્યાં શ્રીગોવર્ધનધારીરે. હાય૦ ૩
દવા દિલની સર્વ તમે જાણો, બહુ રૂંધાય છે અમ પ્રાણો;
મહેર મોહન મનમાં આણોરે. હાય૦ ૪
બહુ રૂદન ગોપીઓએ કીધું, જ્યારે અભિમાન ગાળી દીધું;
ત્યારે **ચિદ્દઘને** દર્શન દીધુંરે. હાય૦ ૫

---

રાગ (સખી પડવે પુરણ બ્રહ્મ જે કોઇ જાણેરે.)

પ્રભુ જય જય શ્રીવ્રજચંદ, પાવન કીધાંરે;
આજ ઉર અતિ આનંદ, દર્શન દીધાંરે. ૧
સહુ આવી હરિની પાસ, પાવન કીધાંરે;
પૂરી હરિ હૈયાની આશ, દર્શન દીધાંરે. ૨
કોઇ ઝાલે હરિનો હાથ, પાવન કીધાંરે;
કોઈ ચાલે છોગાળા સાથ, દર્શન દીધાંરે. ૩
લેઇ પીક મુકે નિજ મુખ, પાવન કીધાંરે;
હાથ જોડી ઊભાં સન્મુખ, દર્શન દીધાંરે. ૪
કોઇ થઇ ગયાં છે સ્થિત, પાવન કીધાંરે;
ચોટી **ચિદ્દઘનાનંદમાં** ચિત્ત, દર્શન દીધાંરે. ૫

---

રાગ ઉપરનો.

ગૃહી ગોપવધૂનાં વૃન્દ, ચાલ્યા વનમાળીરે;
ખીલ્યો શરદ પુનમનો ચંદ, નિશા અજવાળીરે. ૧
ઊઠે કાલિન્દીમાં તરંગ, સુંદર શોભેરે;
મોતી જેવી રેતીવાળો તીર, જોઇ મન લોભેરે. ૨

કાઢી સર્વએ સાટી સાથ, આસન દેવારે;
તહાં બેસાડ્યા વ્રજનાથ, કરવા સેવારે. ૩
કોઇ પ્રેમે દબાવે પાય, અંકમાં રાખીરે;
બહુ અંતરથી હરખાય, દૃષ્ટિ (વક્ર) નાખીરે. ૪
એકે પૂછ્યું ધરીને ધીર, મોહન મારારે;
આપો ઉત્તર હૈયાના હીર, ચિદ્ઘન પ્યારારે. ૫

---

## રાગ ઉપરનો.

જન જગમાં એવા કંઈ હોય! ભજતાને ભજતારે;
નહિ ભજતાની કરવા સેવ, રાખે બીજા મમતારે. ૧
ભજનાર ને નહિ ભજનાર, કોઇને ન ગણતારે,
તેમાં ઉત્તમ કોને મુરાર, ગુણીજન ભણતારે. ૨
સહુ સખીઓ સુણો કહે કાન, ઉત્તર એનોરે;
જેમાં ધર્મને પ્રેમનું જ્ઞાન, મર્મ મઝેનોરે. ૩
ભજે એક બીજાને જેહ, સ્વાર્થ તે જાણોરે;
નથી ધર્મી કે પ્રેમી તેહ, પશુ એ પ્રમાણોરે. ૪
નહિ ભજતા બાળકને માત, ભજે ત્યાં પ્રીતિરે;
દીન ઉપર દયા સાક્ષાત, એ ધર્મની રીતિરે. ૫

---

## રાગ ઉપરનો.

જે છે ભાવ થકી ભજનાર, ભૂલે તેનેરે;
કદિ જેહ નથી ભજનાર, સંભારે ના તેનેરે. ૧
એવા પુરૂષના ચાર પ્રકાર, કહું છું પ્રીતેરે;
સહુ સાંભળજો વ્રજનાર, રૂડી રીતેરે. ૨

આત્મારામને પુરણ કામ, અકૃતજ્ઞ કહીએરે;
ચોથો ગુરૂદ્રોહી છે નામ, સમજી રહીએરે. ૩
નથી એ સહુમાં હું કોઇ, સમજો શાણીરે;
ભજું ન ભજું સહુને જોઈ, આગમ મમ વાણીરે. ૪
જગ સ્નેહ છે મોહનો કૃપ, તેને તમે તરીઆંરે;
થઇ ચિદઘન આનંદરૂપ, મુજને વરીઆંરે. ૫

---

રાગ ( આનંદસાગર ઉલટ્યોરે લોલ. )

રસઘેલી સહુ રસ સુંદરીરે લોલ,
સુણી માધવનાં મધુર વચનજો;
રાસ મંડળ રચના કરીરે લોલ,
તેનાં પ્રફુલ્લ તન અને મનજો. રસ૦ ૧
ઊભાં હેતેથી હાથ સહુ મેળવીરે લોલ,
બબ્બે ગોપીને વચ્ચે છે કાનજો;
સહુ સરખાં તે રૂપ સોહામણારે લોલ,
રમે રાસ તાળી દેઈ લેઇ તાનજો. રસ૦ ૨
નાખ્યા હાથ ખભે હરિએ હેતથીરે લોલ,
સહુ માને પોતાને ધન્યજો;
પાસે પ્રભુજીને પેખીનેરે લોલ,
દીધું દિલથી આલિંગનજો. રસ૦ ૩
દેવ દેવાંગનાનાં દળ ઊલટયાંરે લોલ,
વિમાનોથી છવાયું આકાશજો;
આનંદ થકી અવલોકતાંરે લોલ,
તેઓ કૃષ્ણ ગોપીનો રાસજો. રસ૦ ૪

દેવોનં દુંદુભિ ગડગડયાંરે લોલ,
પુષ્પોની વૃષ્ટિ થાયજો;
વાગે વાજાં વિવિધ જાતનારે લોલ,
આનંદ નિધિ ઊભરાયજો. રસ૦ ૫
ઝમકે ઝાંઝરને ઘમકે ઘુઘુરીરે લોલ,
કટિ લચકાવી ખેંચે છે સૂરજો;
વસ્ત્રો વાયુ થકી ઊડતાંરે લોલ,
ચમકે છે **ચિદ્દઘન** નૂરજો. રસ૦ ૬

---

રાગ ઉપરનો૦

વનિતાઓ થેઈ થેઇ નાચતીરે લોલ,
હેતે ગાયે હરિનાં યશોગાનજો;
કનક લતા સમ કામિનીરે લોલ,
(વચ્ચે) નીલ મણિ જેવા ભગવાનજો. વનિ. ૧
રતિ પ્રીતિમાં રમતી વ્રજાંગનારે લોલ,
મોહન સાથે મેળવી રૂડો રાગજો;
વિશ્વતે રાગમયં થઇ રહ્યુંરે લોલ,
પડે પરિશ્રમ તેમને અથાગજો. વનિ૦ ૨
થયો સ્વેદ તેના લલાટ ઉપરરે લોલ,
બિંદુ શોભે છે મોતી સમાનજો;
જાણે જળકણુની નવી દામણીરે લોલ,
રમે સર્વ ભુલીને નિજ ભાનજો. વનિ૦ ૩
થયા ઢીલા અંબોડા કેશનારે લોલ,
તેથી વેરાય માલતીનાં ફૂલજો;

ઝબકે વિદ્યુત સમ ગોપિકારે લોલ,
તેની શોભા બની છે અતૂલજો. વનિ૦ ૪
રસક્રીડા કરે રસીઓ ઘણીરે લોલ,
જેનો ગંભીર મેઘસમો નાદજો;
સૂર પૂરે તેમાં વ્રજસુંદરીરે લોલ,
થાય સુણી સહુને આહલાદજો. વનિ૦ ૫
રાસ રમતાં થાકી તે કોમળ કામિનીરે લોલ,
લીએ શ્વાસ તે વારંવારજો,
હાથ હેતેથી લાંબો કર્યોરે લોલ,
લેવા ચિદ્દઘનનો આધારજો. વનિ૦ ૬

---

## રાગ ઉપરનો.

[illegible]યો સાગર રૂડો રસતણોરે લોલ.
[illegible]શ્વ મર્યાદા સર્વ ગળી જાયજો;
અભેદ માંહે ભેદ ભાસતોરે લોલ,
જેમ જળમાં તરંગો જણાય જો. રેલ્યો૦ ૧
રસે ડૂબ્યા આકાશના દેવતારે લોલ,
ભૂલી અપ્સરાઓ પોતાનું ભાન જો;
કૃષ્ણે રૂપે સહુ થઇ રહ્યું રે લોલ,
કરે ગંધર્વો તન્મય ગાન જો. રેલ્યો૦ ૨
રહ્યો થંભી આકાશ માંહે ચંદ્રમારે લોલ.
વળી અટક્યો છે વહતો સમીર જો;
સ્થિર થયાં વન પ્રાણીઓરે લોલ,
રહ્યાં રૂંધાઈ યમુનાનાં નીર જો. રેલ્યો૦ ૩

રમે બાલક જેમ પ્રતિબિંબથી રે લોલ,
ખેલે પ્રભુજી પોતે તેમ જો;
(જેમ) જળને કમળ અડકે નહિરે લોલ.
જાણો અસંગ આત્મા એમ જો. રેલ્યો૦ ૪
કરી વિહાર થાકી સહુ ગોપિકારે લોલ,
તેના વદનપર થયો ઘામજો;
આરામ આપવાને પ્રેમથીરે લોલ,
તેને લુછે છે સુંદર શ્યામ જો. રેલ્યો૦ ૫
લીલા ચિદ્દઘનની બહુ શું કહુંરે લોલ,
તેનો શેષ ન પામે પારજો;
સમજી ગાશો જો સ્નેહથી રે લોલ,
થાશો ભવ સાગરની પાર જો. રેલ્યો૦ ૬

---

## રાગ ઉપરનો.

કરવા જલક્રીડા જુક્તિથીરે લોલ, આવ્યા શ્રીયમુનાને તીરજો,
સંગે લઇને વ્રજસુંદરીરે લોલ, માંહે પેઠા શ્રીશ્યામ શરીરજો. ૧
તોડી મર્યાદા લોક અને વેદનીરે લોલ, થયાં મત્તગોપી અને કાનજો,
ભીડે ભુજામાં અંગનેરે લોલ, કુચ મર્દનથી ભૂલે ભાનજો. ૨
હસે ઉંચે સ્વરે બહુ હેતથીરે લોલ, વળી ઊડાડે યમુનાનાં નીરજો,
ઘેરી વળી વ્રજગોપિકારે લોલ, ઘેરાયા હલધર વીરજો. કરવા ૩
આવે ગોપી હરિને ઝાલવારે લોલ, મારે ડૂબકી શ્રીવ્રજરાય જો,
ભૂલી પડે ત્યારે ભામિનીરે લોલ, બીજી ગોપી સાથે અથડાયજો.૪
એક સામુ જોઈને આનંદથીરે લોલ, જઈ પકડે છે બીજી નારજો,
ચુંબે અધર એના એ સમેરે લોલ, એમ રસિયો;કરે છે વિહારજો.૫

મજનારીપરે કરૂણા કરીરે લોલ, તેના સમાવ્યા તનના તાપજો,
લેપ ન લાગ્યો તોય લાલનેરે લોલ, ઉર્ધ્વ રેતા છે ચિદ્દઘન આપજો.૬

રાગ ( ગાજે પાટણપુરમાં ગરવી. )

પૂછું પ્રશ્ન તમોને મુનિવર હુંતો પ્રેમથીરે;
આપો ઉત્તર એનો દયા કરીને ઠીક,
જેથી સંશય સઘળા અંતરથી આગગા ખસેરે;
મારી જન્મ મરણની જાય સમૂળી બીક. પૂછું ટેક.

**સાખી**—પાપીને સંહારવા, કરવા સાધુ સહાય,
અધર્મને ઉખેડવા, ધર્મ હિત જગરાય.
જગમાં જન્મ ધર્યો છે પોતે પૂરણ અંશથીરે,
ભાવિક ભકતો કેરાં કરવા ઉત્તમ કામ. પૂછું. ૧

**સાખી**—ધર્મ સ્થાપવા અવતરી, કર્યું પાપનું કામ.
અનાચર એવો કર્યો, એજ નરકનું ઠામ.
હરિએ પરનારીની પ્રીત કરી શા કારણેરે,
જેથી જગમાં તેનું કહેવાયે બદનામ પૂછું. ૨

**સાખી**—બિંદુ પરયોનિ પડે કોટી પૂજા નાશ,
જપ હાનિ છે જીવને, તેમ નહિ તપ આશ.
પગલે પગલે તેને બ્રહ્મહત્યાનું પાપછેરે:
એવો સમજાવ્યો છે ધર્મશાસ્ત્રમાં મર્મ. પૂછું. ૩

**સાખી**—પાપકર્મ કદિ નવ કરે, પૂર્ણ કામ ભગવાન,
એમ આપ હો માનતા, તેનું કહો નિદાન.
કેવા આશયથી આ નિંદકામ કૃષ્ણે કર્યુંરે,
તે સમજાવી મુજને સદ્ય પમાડો શર્મ. પૂછું. ૪

રાગ ઉપરનો.

ઉત્તર આપું એનો રાય પરીક્ષિત હું હવેરે,
સાંભળ તેમાં તુંતો ચોડી તારૂં ચિત્ત;
તેથી સંશય સઘળા છેદાશે ક્ષણુ એકમાંરે,
નિર્મળ બુદ્ધિ થાશે હરિચરણોમાં સ્થિત. ૯૬૦

**સાખી**—સારી માઠી વસ્તુનો, અગ્નિ કરતો નાશ,
પુન્ય પાપ તેને નહિ, જેનો પૂત પ્રકાશ.
તેમજ વિધિ નિષેધ પ્રભુને કાંઇ નડે નહિરે;
એ છે અવિનાશીને અચ્યુત આપ અસંગ ઉ. ૧

**સાખી**—અબ્ધિ મથતાં ઉપજ્યું, જગત્ વિનાશક ઝેર;
પિનાકી પાન કરી ગયા, કરી સર્વ પર મ્હેર.
દેહ તણા અભિમાની જીવ કદિ ન શકે કરીરે;
માટે ધર્મ નીતિનો કદિ ન કરવો ભંગ. ઉ. ૨

**સાખી**—કહે મ્હોટા તેમ ચાલવું, બુદ્ધિમાનનું કામ;
અકાર્ય હોય જે એમનાં, તજવાં તેહ તમામ.
એવો તૈત્તિરીય શ્રુતિનો આદેશ છે રે;
તેનું શરણ મુમુક્ષુ મનમાં રાખે નિત્ય. ઉ. ૩

**સાખી**—દોષો સઘળા નિંદ્ય છે, કદિ ન ગુણ ગવાય;
વિચારીને જન જો જુએ, તેનો મર્મ જણાય.
મોટા પુરૂષો પ્રારબ્ધ ગણીને ભોગવેરે;
તેમાં ચિદ્દઘનને નહિ લેશ દ્વેષ કે પ્રીત. ઉ. ૪

---

રાગ ઉપરનો.

બીજી રીતે કારણુ રાય હવે તુજને કહું રે;
એમાં ઇશ્વરનો છે મહિમા અતિ અગાધ,
લેજે લક્ષમહિં તું સઘળી વાત ઉતારીનેરે,
થાશે જન્મ મરણુનો ફેરો તારો બાદ. બીજી ટેક.

**સાખી**—નિજ માયાને આશ્રયે, પ્રભુ ધરે આકાર;
જીવના ભૌતિક શરીરનો, તેને ન સંગ લગાર.
એ રીતે જોતાં કંઇ દોષ અડેના દેવનેરે;
તેથી પરમેશ્વર છે નિત્ય મુક્તને શુદ્ધ. બીજી. ૧

**સાખી**—જીવોના પ્રારબ્ધથી, ઇશ્વર લે અવતાર;
પુણ્યવંતને પાપીને, સુખ દુઃખનો સત્કાર.
તેને વ્હાલું દવલું કોઇ નથી આ વિશ્વમાંરે;
ન્યાયાધીશની પેઠે નિર્મળ સમજે બુદ્ધ. બીજી. ૨

**સાખી**—માયા આધીન ઈશને, જીવ માયામાં લુબ્ધ;
માનવ સામા ત્યાં થઇ, કરે નિયમ ને ક્ષુબ્ધ.
જનને માટે તેથી ધર્મ નિયમ જગમાં કર્યારેરે;
તે તો દેવ પશુને માટે નહિ ગણાય. બીજી. ૩

**સાખી**—જેમ જીવ સ્વપ્ના વિષે, કરે વિશ્વ વિસ્તાર;
તેમ નિરંજન એકલા, રમતા આ સંસાર.
આનંદ **ચિદ્દઘન**નો આ વિશ્વ વિષે વ્યાપિ રહ્યારે;
જ્ઞાનની દિવ્ય દૃષ્ટિથી જોતાં સહુજ જણાય. બીજી. ૪

---

રાગ ઉપરનો.

છેલ્લી વાત કહું છું હું તુજને વેદાન્તનીરે,
જેનો મહિમા જાણે કોઇક વીરલા સંત;

નિજ અધિકાર વિના જન એમાં મરશે આથડીરે,
તેનો જન્મ મરણનો કદિ ન આવે અંત. છે. ટેક.

**સાખી**—સત્ય એક છે આત્મા, જગત કલ્પના રૂપ;
દૃશ્યાકારે દૃગ થઈ, લીલા કરે અનૂપ.

રચના પિંડ અને બ્રહ્માંડ તણી સમજાવવારે.
ઉપનિષદ્‌માં ગુંથ્યો એ રૂડો ઉપદેશ. છેલી. ૧

**સાખી**—સર્વ બુદ્ધિમાં જે રહી, ચૈતન સત્તા એક;
તેને સમજો કૃષ્ણશ્રી, ગોપી વૃત્તિ અનેક.

સ્ફુરણ અંતઃકરણ વિષે થાએ છે જેટલાંરે;
તેને રસીઆજીનો સમજો રાસ વિશેષ. છેલી. ૨

**સાખી**—ભીંત વિનાનાં ચિત્રતે, કદિ ન જણાએ જેમ;
ચૈતન્યના આધાર વિણ, રહે ન વૃતિ તેમ.

વૃત્તિ દ્વારા વિભુતે વિશેષ રૂપે ભાસતારે;
એવો અભેદ એનો અંતર રાસ વિલાસ. છેલી. ૩

**સાખી**—માન માયાને જો તજે, નિરખે સુંદરશ્યામ;
ત્રિકાલમાં દેખે નહિ, કહિં રૂપને નામ,

આનંદ રૂપે એવું જોનારો આપે થશેરે;
પૂરો **ચિદ્‌ઘન** સહુના અંતરની એ આશ. છેલી. ૫

**દોહરો.**

રહસ્ય રાસલીલા તણું, જ્ઞાન ભર્યું છે ગૂઢ;
અધિકારીને સહજ છે, ગોથાં ખાશે મૂઢ. ૧

રાસક્રીડા શ્રી કૃષ્ણની, આનંદ રૂપ અપાર,
**ચિદ્‌ઘન**ની લીલા સદા ભવસાગરની પાર. ૨

**ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

---

## પદ ૧ લું.

રાગ - ધોળ ( મનતું માયાનું છેરે મજુર એ રાગ. )

નિંદા કરીએ નહિ રે જીવ કોઇની;
નિંદા નિશ્ચય નરકનું દ્વાર. નિંદા. ટેક.
ગણુના પાપીના પાપની જે કરે; તેને લાગે છે પાપ અપાર નિં. ૧
હશે સત્ય તો પાપી તે સમથશે, હશે જૂઠું તો એવડું પાપ. નિં. ૨
એમ નિંદા ઉભય રજ્જુ પાસ છે; તેથી આપે તે દુઃખ અમાપ. નિં. ૩
કહું કારણ હું તેનું તુજને; જેથી ભૂલ તારી ભાગી જાય. નિં. ૪
રામ રૂપે સહુ જગ જીવ છે; તેને દુભાવે હરિ દુભાય. નિં. ૫
તેથી સ્વાર્થ તારો સરશે નહિ, તેમ સુધરશે નહિં કાજ. નિં. ૬
માટે નિંદાને મનથકી મૂકીને; તું તો મેળવ ચિદ્દઘન રાજ. નિં. ૭

---

## પદ ૨ જું.

( રાગ ઉપરનો. )

નિંદા કરવાની ખોટીરે ટેવથી; તારો શત્રુ થાશેરે સંસાર નિંદા. ટેક.
નિંદા કરવાના કૂટ વ્યાપારથી; તુંને લાભ ન મળશે લગાર. નિંદા. ૧
સમદ્દષ્ટિ સંતો છેરે જેટલા; તે તો રહેશે તારાથી ઉપરામ. નિંદા. ૨
રાગ દ્વેષે રંગેલા જેજે લોક છે; ગાળો ભાંડશે તુજને તમામ નિંદા. ૩
ભૂંડું ભવિષ્ય તારૂં એ તાકશે; થાશે અંતર તુજને કલેશ. નિંદા. ૪
માટે મૂકીદે ખોટી એ ટેવને; પામ્યો ઉત્તમ માનુષ વેશ. નિંદા. ૫
એક એક ઘડી મોંઘા મૂલની; તેને વૃથા ગુમાવે શું ગમાર. નિંદા. ૬
માટે પ્રેમ કરીને તું પ્રાણીઆ, ભજ ચિદ્દઘનાનંદ આવાર. નિંદા. ૭

---

## પદ ૩ જું.

( રાગ ઉપરનો. )

કોઇ નિંદા કરેરે જીવ તાહરી; ત્યારે અંતરે આનંદ માન. કોઇ. ટેક.
તારૂં શુદ્ધિનું સાધન એ ખરૂં; નથી બગવાણું તે સમઆન. કો. ૧
કોઇ જીવો ધનથી જન રીઝવે, કોઇ સંતોષે આપીને માન. કો. ૨
તેવી મહેનત તારે કરવી નવ પડે;
રીઝે નિંદા તારીથી જન અજ્ઞાન કો. ૩
તેથી સુખી સમજ તારી જાતને;પ્રકટયાં પૂર્વનાં તારાં પુન્ય. કો. ૪
નિંદા પોતાની જેકોઇ સાંભળે,તેનું થાએ દેહાભિમાન ન્યૂન. કો.૫
દેહ નિંદકને જે જન સ્નેહથી;
સમજે પોતાની સહાય કરનાર. કો. ૬
તેથી અવિદ્યા તેની ઊડી જશે; થાશે ચિદ્દઘનાનંદનાં દેદાર. કો. ૭

---

## પદ ૪ થું.

( રાગ ઉપરનો. )

તારી નિંદા કરે તે તારો મિત્ર છે;
તેના ઉપર દ્વેષ ન આણ. તારી. ટેક.
પાપ તારાં ધૂએ છે તે પ્રેમથી;
તેમાં શાસ્ત્ર તણું છે પ્રમાણ. તારી. ૧
ગામ ફરતી થાએ છે જે ગંદકી;
સુકરો સાફ કરે છે તેને જેમ. તારી. ૨
સાધુ જનનાં કરેલાં સહુ પાપને;
કરે નિંદક સદ્ય શુદ્ધ તેમ. તારી. ૩
સ્નેહે ચોળી નવરાવે માતા બાળને;
સહુ અંગનો જવાને મેલ. તારી ૪

તેમ પોતાની કોમળ જીભથી;
દૂર પાપ કરે છે નિંદક છેલ. તારી ૫
ધોબી સાથે કદિ ધોબી તું થશે;
તો તો દૂર રહેશે કીરતાર. તારી ૬
માટે આનંદ મનમાં તું માનજે;
તેથી **ચિદ્‌ઘન** પામીશ નિરધાર. તારી ૭

---

## પદ ૫ મું.

### ( મન માને નહિ—એ રાગ. )

હે મૂઢ ગમાર, શા માટે તું ડૂબે વિષયના કીચમાં;
ભૂલી જગદાધાર, શું રખડે છે ભવસાગર આ નીચમાં. હે મૂઢ—ટેક.
સુખ મળશે સાચા સંત સેવ્યે, નહિ સ્વર્ગ વિષે દીઠું દેવે;
અનુભવ્યું મીરાં નરસિંહ જેવે. હે મૂઢ. ૧
સમ દૃષ્ટિ સંત સાચા કહીએ, તેનો સંગ કરી શરણે રહીએ;
કરે કસોટી તેને સદા સહીએ. હે મૂઢ. ૨
પૃથ્વીને સૂર્ય તપવે જ્યારે, જન આશ ધરે જળની ત્યારે;
અનુભવે સહુ વારે વારે. હે મૂઢ. ૩
તેમ સંત તપાવે છે જ્યારે, કરશે શીતળ જાણો ત્યારે;
માટે અળગા ના રહેશો ક્યારે. હે મૂઢ. ૪
વેદ, શાસ્ત્ર પુરાણો વિચારી, સત મારગ ચાલો નરનારી;
તેથી મળશે મોક્ષ તણી બારી. હે મૂઢ. ૫
બ્રહ્મરૂપ થશો બ્રહ્મમાં મળતાં, નહિ જન્મ રહે મમતા ગળતાં;
**ચિદ્‌ઘન** થાશો હુંપણુ ટળતાં. હે મૂઢ. ૬

---

## પદ ૬ ઠું.

(રાગ ઉપરનો.)

સંત આવ્યા છે, જગજીવાનાં કામ સહુ સુધારવા;
ગુણ લાવ્યા છે, મોક્ષ ધર્મના મર્મો વળી વધારવા. સંત. ટેક.
ક્ષમા ખડગ તિક્ષણ છે ભારી, અહિંસા ઢાલ શોભે સારી;
બરછી છે દયાની બળવાળી, સંત. ૧
બ્રહ્મ વિદ્યા કેરી બંદુક કરી, નિદિધ્યાસન દારૂ તે માંહે ભરી;
નાખી જ્ઞાન ગોળી સુખ લક્ષ્ય કરી. સંત. ૨
સત્ય બાણ વળી લાવ્યા સાથે, તિતિક્ષા કમાન ગ્રહવા હાથે;
સંતોષ ટોપ ધરવા માથે, સંત. ૩
વળી વિચાર વાજી રૂપાળો, સામાન શમ. દમ પેંગડાવાળો;
ચાલે મુક્ત ચાલ તે રઢીઆળો. સંત. ૪
જે મુમુક્ષુ તેને સંઘરશે, ભવસાગરને સહજે તરશે;
ફરી લક્ષચોરાશી નવ ફરશે. સંત. ૫
સાચું ફળ પણ તેને મળશે, પુરૂષારથ પુરો તે રળશે;
જઈ ચિદ્‌ઘન આનંદમાં ભળશે. સંત. ૬

---

## પદ ૭ મું.

(રાગ ઉપરનો.)

સાચા સંતો, આનંદી દેખાએ આઠે જામમાં;
છોડી તંતો, મ્હાલે છે તે પરમ પ્રભુના ધામમાં. સાચા. ટેક.
એને નથી ઓળખવા એંધાણી, જેમ પગલાં નવ ધારે પાણી;
ઓળખે કોઈ પુન્યવંતા પ્રાણી. સાચા. ૧
જેમ આકાશે નહિ કંઇ શ્રેણી, અકલિત ક્રિયા જાણો તેની;
મન વાણી પાર ગતિ જેની. સાચા. ૨
શુક જ્ઞાની પણ પુરા ત્યાગી, શ્રીકૃષ્ણ જુઓ કેવા રાગી;
રહ્યા વસિષ્ઠ કર્મ વિષે લાગી. સાચા. ૩

તેથી ક્રિયા તેમની નવ જોશો, મેલ મનના ત્યારે તમે ધોશો;
વળી જીવ પણું સઘળું ખોશો. સાચા. ૪
કરો સ્નેહ થકી સંતની સેવા, દેહ મનુષ્ય તણો લ્હાવો લેવા,
પામો બ્રહ્માનંદ તણા મેવા. સાચા. ૫
બ્રહ્મ રૂપે સંત સદા જાણો, તેમાં શંકા જરીએ નવ આણો;
ચિદ્દઘનાનંદ સંગે માણો. સાચા. ૬

---

## પદ ૮ મું.

( રાગ ઉપરનો. )

કહીએ શું ઘણું, સંતે સેવાથી ચૌદ લોક સેવાય છે,
બહુ કાળ તણું, અજ્ઞાન રમતાં હસતાં નાશી જાય છે. કહીએ. ટેક.
કામ, ક્રોધ, લોભ, મદ, દૂર થશે, તૃષ્ણા અગ્નિ ઉરથી ખસશે;
રાગ દ્વેષ બિચારા નષ્ટ થશે. કહીએ. ૧
તાપ ત્રિવિધિના ઓલવાશે, અંતરમાં શીતળતા થાશે;
પછી આનંદ આનંદ થઇ જાશે. કહીએ. ૨
સંત સેવે થાશો સંત જેવા, બ્રહ્મ ભજન તણા પડશે હેવા;
નહિ જગમાં રહે લેવા દેવા. કહીએ. ૩
ત્રણ લોક વિષે વળી પૂજાશો, દેવોના દેવો કહેવાશો;
પિતૃ ઉદ્ધારક પણ થાશો. કહીએ. ૪
તે ધન્ય ભૂમિ જ્યાં સંત વસે, ત્યાંના વાસી (સૌ) કૃતાર્થ થશે;
જે પ્રેમ લાવીને શરણ જશે. કહીએ. ૫
જે સમય સાધે તે છે ડાહ્યો, અવસર ચૂકયો જાશે વાહ્યો;
ધન્ય તે જેણ ચિદ્દઘન ગાયો. કહીએ. ૬

---

## પદ ૯ મું.

( રાગ—ઊભી અરજ કરે છે મીરાં રાંકડીરે. )

અધિકારીઓ ઓળખી લેજો આત્મારે; ટેક.
શ્રીસદ્ગુરૂજી કેરા શરણે કરી નિવાસ,
આવો ઉત્તમ અવસર ફરી તમોને નહિ મળેરે,
માટે વેદ વચનમાં રાખી દૃઢ વિશ્વાસ. અધિકારીઓ. ૧

**સાખી**—આ લોકે કંઇ સુખ નથી, તેમ સ્વર્ગની માંહ્ય;
દાનવ માનવ દેવનાં, દુ:ખ ઘણાં દેખાય.
તેથી મોહ કદિ કરશો નહિ આ સંસારનોરે;
સર્વે વેદ શાસ્ત્ર સમજાવે સાને ખાસ. અધિકારીઓ. ૨

**સાખી**—કોટી જન્મનાં પુણ્યથી, દયા પ્રભુની થાય;
તેથી મોંઘા મૂલની, મળે છે ઉત્તમ કાય.
મનમાં જાગે છે બળવાળી ઇચ્છા મોક્ષનીરે;
છેવટ સહેજે મળે છે શ્રીસદ્ગુરૂનો સંગ. અધિકારીઓ. ૩

**સાખી**—સંગ કરે શુદ્ધ ભાવથી, મૂકી મનનું માન;
શ્રવણ કરી શુભ શાસ્ત્રનું, ધારે અંતર ધ્યાન.
દૃઢ નિશ્ચયથી રાખે અંતર એ અધ્યાસમાંરે;
જેથી ચિદ્ઘન કેરો દિલમાં લાગે રંગ. અધિકારીઓ. ૪

---

## પદ ૧૦ મું.

( રાગ ઉપરનો )

મહિષાસુરથી મોટો ક્રોધ મનુષ્યે માનવોરે; ટેક.
રાક્ષસ કરતાં તેની જૂદી રીત જણાય,
દૈતો દયા તજીને લોહી પીએ છે પારકુંરે;
ક્રોધી પોતાનું ને પરનું પણ પી જાય. મહિષા. ૧

**સાખી**—અંતરમાં વાસો કરે, જ્યારે આવી ક્રોધ;
તાપ વધે તનમાં ઘણો, વાધે વળી વિરોધ.
તેથી ક્ષમા કવચને મન વૃત્તિપર રાખજોરે;
જેથી સ્વરૂપ કેરૂં ભાન નહિ ભૂલાય. મહિષા. ૨
**સાખી**—ક્રોધ કરે જન કો કદિ, સામે કરો ન ત્હોય,
તૃણ વિના અગ્નિ પડે, આપે શાન્તજ હોય.
મનને વશ રાખે તે મોટો જાણો માનવીરે;
તે તો સદા રહે છે સુખતરૂની છાય. મહિષા. ૩
**સાખી**—ક્રોધનો બાળ્યો જે બળે, નર સમજો નાદાન;
બાળે જે નિજ રોષને, મનુષ્ય છે તે મહાન.
જિજ્ઞાસુ સહુ જીતો, જંગ મચાવી ક્રોધનેરે;
જેથી **ચિદ્દઘન** કેરૂં ચિત્તે રૂપ જણાય. મહિષા. ૪

---

## પદ ૧૧ મું.

### ( રાગ ઉપરનો. )

કુસંગત તે દુ:ખનું કારણ જન સહુ જાણજોરે; ટેક.
જૂદા વેષ ધરી છે છેતરનારો એહ,
ભૂલી રખે પડો જન કોપણ એના ફંદમાંરે;
તેમાં કદિ તમારી થાશે નહિ ફતેહ. કુસંગત. ૧
**સાખી**—આરંભ હોએ હિતનો, પણ પરિણામે દુ:ખ;
ઝેર ભરેલા લાડવા, કયાંથી આપે સુખ.
માટે સમજી માનવ મોહ કદિ કરશો નહિરે;
અંતે એતો તમને છેક આપશે છેહ. કુસંગત. ૨
**સાખી**—સ્પર્શ કર્યાથી સર્પનો, કોમળ લાગે અંગ;
લીનું સુખ લેવા જતાં, થાય મૃત્યુનો સંગ.

રખે રૂપાળું દેખી ઉપરથી રીઝતારે;
એ રૂપ તમોને ઉતારશે ભવકૂપ. કુસંગત. ૩

**સાખી**—મૂર્ખ મિત્ર સખો નહિ, હણ્યો કપિએ રાય;
શત્રુ પણ પંડિત ભલો, કરી ચોરને સ્હાય.

માટે દુષ્ટતણો કો સંગ કદિ કરશો નહિ રે:
તેથી સહેજે થાશો **ચિદ્દઘન** આનંદરૂપ. કુસંગત. ૪

---

## પદ ૧૨ મું.

### ( રાગ ઉપરનો. )

હવા દુષ્ટોના અંગોની ખોટી જાણવીરે; ટેક.
તના સંગ થકી ભૂલાએ સઘળું ભાન,
માટે બચજો સર્વ જન તેના સહવાસથીરે;
જેથી અંતરમાંહી વધશે રૂડું જ્ઞાન. હવા દુષ્ટોના. ૧

**સાખી**—દુષ્ટ સાથ નવ બેસીએ, શયન ન કરીએ સંગ;
વાતો પણ કરવી નવિ, સહ ભોજન નહિં અંગ.

તેના પરમાણુનો પાસ તમોને લાગશેરે,
તેથી અવગુણોનું વધશે ભૂડું ભાન. હવા. ૨

**સાખી**—જાય બાગમાં રાગથી, આવે સુમન સુવાસ;
ઊકરડા પાસે જતાં, દુર્ગંધ આવે ખાસ.

ત્યાં પણ પરમાણુના ગુણ તણું પરિણામ છે રે:
જોતાં વિચારીને સહજે સત્ય જણાય. હવા. ૩

**સાખી**—સર્પ ડસે જન કોઈને, કરડે હડકાયું શ્વાન;
તેના યોગે જન મહિં, થાય વિષયનું ભાન.

તેથી સ્પષ્ટ પ્રમાણો બીજાં શું હવે દાખવુંરે,
સુજ્ઞો **ચિદ્દઘન** ચૂકી તેથી નહિ તણાય. હવા. ૪

---

## પદ ૧૩ મું.

( રાગ—કાલિકાના ગરબાનો. )

માની જાણે મનની માંહ્ય કે; માન લેવા આવીઓરે લોલ,
જોઈતું મળ્યું નહિ કંઇ માન કે; તેથી નવ ફાવીઓરે લોલ. ૧
હાય હાય એળે ગયો અવતાર; હવે હું શું કરૂંરે લોલ,
આવી મૃત્યુની મહા ફાળ કે; દેખી તે ડરૂંરે લોલ. ૨
આવ્યા યમના ભયંકર દૂત કે; ઝટ દઈ ઝાલીઓરે લોલ,
થર થર કંપે તેની કાય કે; આગળ ચાલીઓરે લોલ. ૩
મારે જમડા જોરથી માર કે; પાપી બહુ રડેરે લોલ,
કીધાં પાપ ભરેલાં કર્મ કે; તે સઘળાં નડેરે લોલ. ૪
માન મેળવવા કીધાં કામ; અધર્મને આદરીરે લોલ,
પામી મનુષ્ય તણો અવતાર કે; હરિ ન ભજ્યા ઘડીરે લોલ. ૫
પડી નરકે ભોગવ દુઃખ કે; જા મૃત્યુ લોકમાંરે લોલ,
ભજે જે ચિદ્દઘનને તું નિત્ય, પડીશ નહિ શોકમાંરે લોલ. ૬

---

## પદ ૧૪ મું.

( રાગ ઉપરનો. )

ચેત તું અચેત મનની માંહ્ય કે, જીવન છે એક ઘડીરે લોલ,
નથી અહિં રહેવાનું નિરધાર કે; દેહ જાશે પડીરે લોલ. ૧
મનના મનસુબા સુધાર કે; ધારેલું નહિ થશેરે લોલ,
મનની રહેશે મનની માંહ્ય કે, કાળ ભરખી જશેરે લોલ. ૨
ધનને માટે કરતું દોડ કે; ધન તારૂં નથીરે લોલ,
કોડી એક ન આવશે સંગ કે; શીદ મરે મથીરે લોલ. ૩
નારી તારી માને તુંય કે; રાખે છે હાથમાંરે લોલ,
અંતે એતો અળગી થાય; ન આવે સાથમાંરે લોલ. ૪

તારા પુત્ર અને પરિવાર; નહિ કોઈ કામનારે લોલ,
પાસે હોય તો સરવે ખાય; સગા છે દામનારે લોલ. ૫
માટે મૂકી મનથી મોહ; રહે હરિ રંગમાંરે લોલ,
મળશે અખંડ **ચિદ્દઘન** સુખ; સદા સતસંગમાંરે લોલ. ૬

## પદ ૧૫ મું.

### ( રાગ ઉપરનો. )

માને મોટાઈમાં શું સુખ; વિચારી મૂકને રે લોલ,
પામીશ છેવટ તેમાં દુઃખ; (પરાળ) ન ભાગે ભૂખનેરે લોલ. ૧
કરવા ભાંજગડો ભચકાય; દિવસને રાતમાંરે લોલ,
ભૂલ્યો ભોજન ભજનને ભાવ; ઉમર ખોઈ વાતમાંરે લોલ. ૨
ભૂલે નીતિ ભરેલો ન્યાય; તહાં મહા પાપ છેરે લોલ,
માથે શત્રુ કેરાં સાલ; બહુ સંતાપ છેરે લોલ. ૩
હરિને ભજવાની નવરાઈ; ઘડી તને ના મળેરે લોલ,
જીવન મનુષ્યનું વ્યર્થ જાય; તેને મન નવ ગણેરે લોલ. ૪
ખોટી મોટાઈનું માન તે; મનથી મૂકજોરે લોલ,
મોટાઈ પાપનું મૂળ; ઘડી નવ ચૂકજોરે લોલ, ૫
માટે લઘુતાનું નિશાન તે; મનમાં માંડજોરે લોલ,
જાણી જગને **ચિદ્દઘન** રૂપકે; માયા છાંડ જોરે લોલ. ૬

## પદ ૧૬ મું.

### ( રાગ ઉપરનો )

અહંકાર ન છાજ્યો લેશ; જુઓ મોટા તણોરે લોલ,
પામ્યા છેવટ સરવે કલેશકે; નામ તેનાં ગણોરે લોલ. ૧
હિરણ્યકશિપુ મોટો ભૂપકે; નૃસિંહે ફાડીઓરે લોલ,
જરાસંઘ જબરો જે કહેવાય; ભીમે પછાડીઓરે લોલ. ૨

માર્યો શંકરે ત્રિપુર દૈત; નગર ત્રણ તોડીનેરે લોલ,
જાલંધર બળનો ભંડાર; હણ્યો સત છોડીનેરે લોલ. ૩
અભિમાની રાવણ યોદ્ધ; રામે તેને રોળીઓરે લોલ,
દુર્યોધન વજ્રનો દેહ; કર્યો કાળે કોળીઓરે લોલ. ૪
એવા મુઆ જુઓને અનેક; અભિમાન આદરીરે લોલ,
માટે સમજુએ અહંકારકે; દેવો પરહરીરે લોલ. ૫
મનને મારી સદા તે માટ; સરલતા સહુ લહોરે લોલ,
પામી **ચિદ્દ્ઘન** કેરૂ જ્ઞાન; અવિદ્યાને દહોરે લોલ. ૬

---

## પદ ૧૭ મું.

( રાગ—ગાડી આવી ગુજરાત. )

મંદિર કરો મન માંહ્ય પ્રભુ મારા મંદિર કરોને. ટેક.
જેથી અંતર અંધારૂં જાય. પ્રભુ. ટેક.

સાખી—અંધારૂં અજ્ઞાન છે, તેથી ન સુઝે કાંઇ;
પ્રકટો જો પ્રભુ આપ તો;
સઘળું જેમનું તેમ જણાય. ૧

જ્યોતિ સ્વરૂપ છે આપનું, તેથી થાય પ્રકાશ;
આનંદઘન ઉર વરસતાં,
ઉડી જાએ તૃષાની આશ. પ્રભુ. ૨

અંધારામાં ભય કરે, મિથ્યા રૂપને નામ;
અસ્તિ ભાતિ પ્રિય દેખતાં,
પ્રભુ થાય અમારૂં કામ. પ્રભુ. ૩

આત્માને અવલોકતાં, જન્મ મરણ દુઃખ જાય;
**ચિદ્દ્ઘન** ચિદ્ઘન સમરતાં,
જ્યોતમાં જ્યોત સમાય. પ્રભુ. ૪

---

## પદ ૧૮ મું.

( રાગ ઉપરનો. )

મંદિર સુધારોને આજ મુમુક્ષુ (મન) મંદિર સુધારો;
જેથી સરસે સઘળાં કાજ. મુમુક્ષુ. ટેક.

સાખી—મમતા રજને વાળવા, મતિ સાવરણી હાથ;
વાળી કાઢો રાગને, વળી દ્વેષ તેની સંગાથ. મુ. ૧

છાણુ લાવી સંતોષનું, ક્ષમા માટી લઇ સંગ;
જળ નિર્મળ ત્યાં મેળવો,
ગુરૂગમરૂપ રાખી ઉમંગ. મુ. ૨

નિદિધ્યાસનનું લીંપણું, સમતા ખડીનો ઘોળ;
રંગી વિવેક વિચારથી,
કરો અનૂપમ ઝાકમઝોળ. મુ. ૩

સુંદર મંદિર દેખીને, પ્રસન્ન થશે અવિનાશ;
આપે આવી પૂરશે, ચિદ્ઘન તેમાં વાસ. મુ. ૪

---

## પદ ૧૯ મું.

( રાગ ઉપરનો. )

જોયા ગર્ભવાસમાં જેહ, પ્રભુ તમે કયાં જઇ છૂપાયા;
કેમ દેખાતા નથી તેહ. પ્રભુ. ટેક.

સાખી—કરી જીવને જૂજવો, ધકેલ્યો સંસાર;
માયા વાયુ લાગતાં, હું ભૂલ્યો હવે કીરતાર. પ્ર. ૧

દેશી કોઇ દેખાય નહિ, પરદેશીજ અપાર;
અથડાઉ છું એકલો, મારે કોનો લેવો આધાર. પ્ર

અશરણ શરણ એક આપ છો, મારે શ્રીઅવિનાશ;
કૃપા કરીને શ્રીહરિ, મારા તોડોને ભવ પાશ. પ્ર. ૩

જ્ઞાની રૂપે આપ છો, સમજી સેવું સંગ;
જેથી મારા હૃદયમાં,ઉડે અદ્‌ભૂત ચિદ્દ્ઘન રંગ. પ્ર. ૪

---

## પદ ૨૦ મું.

### ( રાગ ઉપરનો. )

આપો આપોને દર્શન નાથ, છૂપાઇ શીદ રહ્યા છો;
હરિ હેતથી ઝાલોને હાથ. છૂપાઈ. ટેક.

**સાખી**—કાલાવાલાં હું કરૂં, દરશન કરવા કામ;
હજુ કેમ નથી આવતા,
મારા સુંદર મનહર શ્યામ. છૂપાઈ. ૧

રોકી રહ્યાં શું રાધિકા, નાખી પ્રેમના પાસ;
દેવ પક્ષ કરી શું ચડયા ?,
હરિ દૈત્યોનો હરવા ત્રાસ. છૂપાઇ. ૨

ધ્રુવ, મીરાં, પ્રહલાદની, પૂરી આપે આશ;
અધમ ગણીને ઉદ્ધારવા,
કેમ આવો નહિ અવિનાશ. છૂપાઇ. ૩

પતિત પાવન આપ છો, પતિત છું હું નાથ;
તારો કે મારો તમે,
સોંપ્યોચિદ્દ્ઘન તમને હાથ. છૂપાઈ. ૪

---

## પદ ૨૧ મું.

( રાગ—હરિ મારાને હું તમારો. )

ચાડી ખાએ તે જીવ નઠારો; તેનો સંગ નથી કાંઇ સારોરે, ચાડી ટેક.
વાયડા અન્નનો સ્વાદ છે સારો; પાછળથી દુ:ખ ભારોરે. ચાડી. ૨
ચુગલી ખોરને તેવો સમજો; ભરે માથે તે ભવનો ભારોરે. ચાડી. ૩
બીજાનું બુરૂં બોલે આપણી પાસે;
બીજે આપણું જઇ બકનારોરે. ચાડી. ૪
કલેશ કરાવવો કોઇ ઉપાએ; એવા છે એના વિચારોરે. ચાડી. ૫
એકજ કાંકરે પક્ષી બેને, નક્કી એ પાડનારોરે. ચાડી. ૬
તેમાં કામ ન સુધરે તેનું, બીજાને દુ:ખ દેનારોરે. ચાડી. ૭
રંગમાં ભંગ કરાવવા માટે, બનાવટ બહુ જાણુનારોરે. ચાડી. ૮
છેવટ નર્કમાં જઇ રડવડશે, ખાશે જમના મારોરે. ચાડી. ૯
માટે તે દુર્ગુણુને ત્યાગી, **ચિદ્‌ઘન** ભજે નિસ્તારોરે. ચાડી. ૧૦

---

## પદ ૨૨ મું.

( રાગ ઉપરનો. )

કામ કટ્ટો છે શત્રુ તમારો, જેમ તેમ કરીને નિવારોરે. કામ. ટેક.
આરંભમાં તે અતિપ્રિય લાગે, અંતે ખર પર ચડાવનારોરે. કામ. ૧
માત પિતાને ગુરૂજીની સેવા, તેને ભૂલવનારોરે. કામ. ૨
શુભ કર્મો ને સદ્ય છોડાવે, નારીને જપાવનારોરે. કામ. ૩
નારીના નેહની દોરીએ બાંધી, મર્કટ સમ રમાડનારોરે. કામ. ૪
ક્ષણિક સુખની આશા માટે, દુ:ખ દરીએ નાખનારોરે. કામ. ૫
જેના અંગમાં ભરી દુર્ગંધી, સ્વેદ જેનો નઠારોરે. કામ. ૬
એવા દેહમાં મોહ કરાવે જ્યાં મળમૂત્ર કોઠારોરે. કામ. ૭

આચાર વિચાર અળગા કરશે, ભારે ભ્રમનો ભારોરે. કામ. ૮
માટે કામનું નામ ન લેવું, નથી એ સેવવો સારોરે. કામ. ૯
માટે મૂકી આશા એની, ચિદ્દ્ઘન વાત વિચારોરે. કામ.૧૦

---

## પદ ૨૩ મું.

( રાગ ઉપરનો. )

કામ વિશ્વાસ જે કોઇ રાખે, તે પરમાનંદ નવ ચાખેરે. કામ. ટેક.
વિવેકાદિ વૈદિક સાધન, મળે ન વેદ જે ભાખેરે. કામ. ૨
આશા જગની થાએ ન અળગી, વૃથા વય ખોઇ નાખેરે. કામ. ૩
સંતની સોબત હરિ કથાની, સામું પણ નવ ઝાંખેરે. કામ. ૪
કામ ત્યજીને થયા જે સાધકો, વેદ પુરાણ તેની સાખેરે. કામ. ૫
કામી જને તે સાધન ચૂકે, જાય છે મારગ વાંકેરે. કામ. ૬
શીર ઘણાનાં છેદાવ્યાં એણે, સહુને દુ:ખમાં નાંખેરે. કામ. ૭
રાવણ રોળાયો કામને વશ થઈ,
દેવો જીત્યાનું જે બળ દાખેરે. કામ. ૮
દેવને દાનવ માનવ સરવે, કામે દબાયા એમ ભાખેરે. કામ. ૯
કામાગ્નિથી તે જન બચશે, ચિદ્દ્ઘન જેને રાખેરે. કામ.૧૦

---

## પદ ૨૪ મું.

( રાગ ઉપરનો. )

કામ સહાય કરશે તારી, માને શિક્ષા જો તું મારીરે. કામ. ટેક.
સુલટી રીતે તેને વાપરતાં, લેશે તે તુજને તારીરે. કામ. ૨
કામથી ગોપીએ સેવ્યા હરિને, પ્રેમે પ્રભુએ સ્વીકારીરે. કામ. ૩
યજ્ઞ, યોગને જ્ઞાન સાધનથી, મળવા કઠિણ મુરારીરે. કામ. ૪
પ્રેમને વશ તેજ પ્રભુજી થાતાં, નચવે વ્રજનીનારીરે. કામ. ૫

વિષય બુદ્ધિથી વિઘ્ન કરે છે, પ્રેમથી મોક્ષની બારીરે. કામ. ૬
કામના જગની છૂટી પડે તો, સ્હાય બીજી કઇ સારીરે. કામ. ૭
કામના જેણે હરિ વિષે રાખી, વાસના ગઈ તેની ભારીરે. કામ. ૮
ચોર તે મિત્ર થાય છે જ્યારે, ત્યારે લે છે ઊગારીરે. કામ. ૯
માટે સવળો કામને સેવો, મળશે ચિદ્દ્ઘન સુખકારીરે. કામ.૧૦

---

## પદ ૨૫ મું.

( રાગ—આ અગન ગાડી ખડી. )

વિશ્વાસ નથી એક ઘડી, આ શરીર જાશે પડી. ટેક.
મોટી મોટી મમતા માંહે, શું બેઠો છું અડી;
જરા વિચારી જોને જીવડા, કાળ તોળે લાકડી. આ. ૧
ધનને માંટે ફાંફાં મારે, આશા ઘોડીએ ચડી;
પળમાં તે પાતાળે હાંકે, નભમાં પળમાં ખડી. આ. ૨
વસુને માટે વ્હાલા સાથે, વેર વધારે લડી;
તારૂં સુખ જાતે ગુમાવે, અથડામણુમાં ચડી. આ. ૩
કર તારા જ્યાં ભોંયે પડશે, વાત અટકશે વડી;
માટે ચેતી લે ચોંપે થી, સમરી લે શ્રીહરિ. આ. ૪
સમય કદિ જો આ ચુકયો તો, લક્ષ ચોરાશી પડી;
માટે તારી સુરતાને દે, ચિદ્દ્ઘન સુખમાં જડી. આ. ૫

---

## પદ ૨૬ મું.

( રાગ ઉપરનો. )

સમરી લે સારંગપાણિ, તું ઉલટ અંતરઆણી ટેક.
મોઘો દેહ મનુષ્યનો મળીઓ, એવું લે તું જાણી;
જગના સુખમાં રોળી તેને, કરીશમાં ધૂળધાણી. તું ઉ. ૧

દેવ દેહ માનવનો ઇચ્છે, દ્વાર મોક્ષનું જાણી;
મોટા મોટા ગયા મહિથી, કહેવાની રહી કહાણી. તું ઉ. ૨
વડવા, દાદા, બાપ ગયા, ના રહિ નામ નિશાની;
સમવયના જે મિત્ર હતા, ટોળી તેની વિખાણી. તું ઉ. ૩
કેશ શ્વેતથી વેશજ પલટયો, દેહ રોગે ઘેરાણી;
થર થર કાયા કંપે તારી, કેમ રહ્યો છું તાણી. તું ઉ. ૪
ધાર્યું કોઇનું પાર પડયું નહિ, ચતુરાઇ ચુથાણી;
માટે વૃત્તિ ઉલટ કરીને, ચિદ્દઘન લેને જાણી. તું ઉ. ૫

---

## પદ ૨૭ મું.

( રાગ ઉપરનો. )

વળગ્યો રોગ વાસના વડી, તું શોધ જ્ઞાનની ઝડી. ટેક.
જ્ઞાન ઝડી બહુ છે ગુણવાળી, નથી સર્વને જડી;
પુણ્ય પ્રભાવે તેને પામે, જાય દિલ ઉઘડી. તું. ૧
વધે વાસના ભવ વૈભવની, રોગ તણીએ ઘડી;
જ્ઞાન બુટ્ટીનો સ્પર્શ થતાંમાં રોગ નાશસે પડી. તું. ૨
વ્યાસ અને શંકરે ચાખીતો, ચિદાકાશ રહ્યા ચડી;
વસિષ્ટને વામ દેવે સેવી, અગમતણી ગમ પડી. તું. ૩
શુકદેવજી ઉદરમાં પામ્યા, છઠ્ઠી ભૂમિકા ચડી;
અષ્ટાવક્રે આપી જનકને, રાજ શકયું નહિ નડી. તું. ૪
રામ કૃષ્ણ પણ તેના પ્રતાપે, પ્રભુ પદમાં રહ્યા અડી;
યત્ન કરી તું લેને ખોળી, એ છે ચિદ્દઘન ઝડી. તું. ૫

## પદ ૨૮ મું.

( રાગ ઉપરનો. )

લે બ્રહ્માનંદને માણી, તુને સમય મળ્યો છે પ્રાણી. ટેક.
બહુ પુણ્યથી મનુષ્ય થયો છે, કરીને ખરી કમાણી;
પશુ, પંખીના દેહમાં જાતાં, રહેશે જડતા આણી. તુને. ૧
અનેક દુઃખ ભોગવવાં પડશે, બોલાશે નહિ વાણી;
ભૂખ તરશને વેઠવી પડશે, કોણ શકે એ જાણી. તુને. ૧
પૂરા પરાધીન પશુયોનિમાં, નહિ જ્ઞાન એંધાણી;
દેહ તણું પણ ભાન મળે નહિ, આત્મ શકે શું જાણી. તુને. ૩
દુઃખ જગમાં તું નજરે દેખે, વિચાર લેને આણી;
શું સુખ સમજી બેશી રહ્યો છે, અહિં શી કરી કમાણી. તુને. ૪
માટે મનથી મૂક બખેડો, ઉત્તમ અવસર જાણી;
**ચિદ્દઘન** તારૂં સ્વરૂપ સમજી, સમજી લે એ વાણી. તુને. ૫

---

## પદ ૨૯ મું.

( રાગ–પુનમ ચાંદનીનો. )

શિવ રાજાનો કુંવર જીવ તે રમવા નિસયોરે, ટેક.
આવ્યો જગરૂપી આ ઘોર જંગલની માંહ્ય;
રમવા લાગ્યો છે તે પોતાના પ્રતિબિંબથીરે,
રમતાં રમતાં ભડકયો દેખીને નિજ છાય. શિવ. ટેક.
**સાખી**—દશા ચડી ગઇ તેહને, ભાસ્યું અવળું તમામ;
ગ્રહ માન્યાં સહુ વૃક્ષને, વનને માન્યું ગામ.
તેથી સુખ માનીને સ્થિરતા પોતે ત્યાં કરીરે;
બાંધી મમતા તેમાં આપ તણાતો જાય. શિવ. ૧

**સાખી**— વનમાં વાઘ વરૂ ઘણાં, તેને માન્યાં મિત્ર;
ભૂત, પલીત ને રાક્ષસો, સહુને ગણે પવિત્ર.

સ્નેહી થઇને ચોરો ચો દિશાથી લૂટતારે;
તોએ અભિમાની એ તેના ગુણને ગાય. શિવ. ૨

**સાખી**—વચન અગ્નિ સમ બાળતાં, વારિ ડૂબાવે મોહ;
મ્હેણા કેરી શાયડી, કરે હૃદય વિછોહ.

તોપણ તેને તજવા દિલ કદિ કરતો નથીરે;
માની મારાં ઉલટો સુખ દેવાને જાય. શિવ. ૩

**સાખી**—હરિ ગુરૂ, સંત દયા કરે, તુરત મોહી મટી જાય;
ભવ વનને તજીને જતાં, જાતે રાજા થાય.

ત્યારે તેનું સર્વ તંત્ર સ્વતંત્ર ત્યાં બનેરે;
**ચિદ્‌ઘન**, ચિદ્‌ઘન, ચિદ્‌ઘન આનંદ ત્યાં ઊભરાય. શિવ. ૪

---

## પદ ૩૦ મું.

### ( રાગ ઉપરનો. )

માનીતી કુબુદ્ધિ રાણી, જીવને છેતરેરે,
નાખી પ્રેમ વચનનાં, મનમાં મોટા પાશ;
નયન નચાવી નખરાં, નિત્યે નવાં નવાં કરેરે,
કહે છે પૂરો સ્વામી, આપ અમારી આશ. માની. ટેક.

**સાખી**—વાડી, ગાડી સાહ્યબી, સર્વ સજાવો નાથ;
મનહર મંદિર મ્હાલીએ, કંઠે નાખી હાથ.
તેને માટે ધન મેળવવાને, પૂરા મચોરે;
ભૂંડા યમદુતોને, ભૂલી મનથી ત્રાસ. માની. ૧

**સાખી**—જીવતાં જગ સુખ ભોગવો, લહી સર્વદા છૂટ;
સ્વર્ગ નર્કની વાત તે, મિથ્યા માથા કૂટ.
કોઇ નજરે તેને જોઇ, અહિં આવ્યું નથીરે;
ઠોકયાં પંડિતોએ પોલાં, ગપ્પાં ખાસ. માની. ૨

**સાખી**—વચન સ્વાર્થનાં સાંભળી, ભૂલ્યો ભોળો જીવ;
આશ વધારી સુખની, ભૂલ્યો દુઃખહર શિવ.
સંપત્તિને માટે યત્ન, કરે તે એકલોરે;
વિપત્તિનો તેમ ભરાએ, ભારે ભાસ. માની. ૩

**સાખી**—પાપ પંથમાં પરવરે પૈસાનો તે ભૂત;
મનની સહુ મનમાં રહી, ને આવ્યા યમદૂત.
ભાળી ભારે ભય પામ્યો, તે મૂરખ માનવીરે;
તેને શી ચિદ્ઘન આનંદ, મળવાની આશ? માની. ૪

---

## પદ ૩૧ મું.

### ( રાગ ઉપરનો. )

જીવનો પરિવાર દુઃખ, આપે ઝાઝું જીવનેરે;
જુએ વિચારી તો તો સઘળું તે સમજાય,
હાથનાં કરેલાં વાગે છે હૈયા વિષેરે;
તોએ મૂરખ જનતો નિજ મનમાં મલકાય. જીવનો. ટેક.

**સાખી**—અભિમાન સુત એહનો, માગે જગમાં માન;
કામ કૂદીને વિષયમાં, કરે ધર્મ મેદાન.
લોભની ધન આશાનો, અંત કદિ આવે નહિંરે,
ધીમે ધીમે એતો સદાય વધતી જાય. જીવનો. ૧

**સાખી**—ક્રોધ મૂળ કંકાસનું, લડવાને નિત્ય ચ્હાય;
ભૂંડું કરવું અન્યનું, મત્સરનો મહિમાય.
નવલી નારી નિત્યે, ઈચ્છે મોહ નિહાળવારે;
રોકયો કોટિ ઉપાયે, તેતો નવ રોકાય. જીવનો. ૨

**સાખી**—તૃષ્ણા કુપરી દીકરી, ઠરવા નવ દે ઠામ;
ગુલામ બનાવે નીચનો, પાપી કરાવે કામ.
ઈર્ષ્યા રાત દિવસ, અકળાવે અંતરને ઘણુંરે;
સારૂં જગમાં તેથી, કોનું નવ જોવાય. જીવનો. ૩

**સાખી**—એ દુઃખમાંથી છૂટવા, ઉત્તમ એક ઉપાય;
આત્મજ્ઞાનને મેળવો, તે સત્સંગથી થાય.
સાધન સંપન્ન થઇને, સદ્ય મુમુક્ષા મેળવોરે,
તેથી **ચિદ્‌ઘન** આનંદ, અંતરમાં ઊભરાય. જીવનો. ૪

---

## પદ ૩૨ મું.

### ( રાગ ઉપરનો. )

સુજનો સત્સંગતમાં, સદ્‌બુદ્ધિને ધારજોરે,
વ્હાલા વેગે મનમાં, ખૂબ કરીને વિચાર;
નહિ તો પાછળથી પસ્તાવો મન પૂરો થશેરે,
કાઢો કુબુદ્ધિને સહુ તેનો પરિવાર. સુજનો. ટેક.

**સાખી**—સદ્ બુદ્ધિના સંગમાં, સદા રહે છે સુખ;
માટે પ્રીત તેની થવા, રહો સ્નેહે સન્મુખ,
રૂડા વિચારોને તેતો સદા વધારશેરે;
તેથી રાખો તેને નિજ ઘરની કરી નાર. સુજનો. ૧

સાખી—વધ્યા પછી બળ તેહનું, કરશે કુબુદ્ધિ નાશ;
દુઃખ દાયક પરિવારના, તુરત તોડશે પાશ.
સુખકારી સુખ સંતતી સઘળી તેની તો થશેરે;
જેથી સુધરશે પરલોક અને સંસાર. સુજનો. ૨

સાખી—વિવેક પુત્ર વિખ્યાત તે, કરે કામ સંહાર;
સંતોષ શુભ તે જનમતાં, લોભ પામશે હાર.
ક્ષમા પ્રકટી ખાશે, ક્રૂર ક્રોધનું કાળજુંરે,
નિષ્કામતાથી ખાશે મોહજ માર. સુજનો. ૩

સાખી—દયા ક્રૂરતા ટાળશે, નિસ્પૃહતા વળી આશ;
સત્ય દંભ સંહારશે, શ્રદ્ધા સંશય ખાસ.
માટે સદ્બુદ્ધિને સેવો સાચા સ્નેહથીરે;
જેથી ઓળખાવે એ ચિદ્દ્ઘનનો આકાર. સુજનો. ૪

---

## પદ ૩૩ સું.

( રાગ–પંચ તત્ત્વ તણો તે ગરબો કર્યો રે. )

દંભ મોટો સદાય તેં તો આદર્યોરે,
તેથી અર્થ સાચો તારો ના સર્યોરે. દંભ.
મન માંહે તે ઇચ્છા બીજી કરીરે,
ઉપર બતાવે બીજું આદરીરે. દંભ. ૧

દંભ દુઃખનું મૂળ સદા જાણજોરે,
મન તેનાથી અળગું તાણજોરે. દંભ.
જોડ પ્રભુ સંગાતે દૃઢ પ્રીતડીરે,
રાખ સંતો તણી રૂડી રીતડીરે. દંભ. ૨

ધ્યાન એકાન્ત બેસીને જો ધરેરે,
મન સંકલ્પ માયાના કરેરે. દંભ.
જપે માળા ઝાલી રામ નામને જો,
કરે દેખાડો સઘળા ગામને જો. દંભ. ૩
તીર્થ કરવાને જાય દૂર દેશમાંરે,
મારે સપાટા આવી આવેશમાંરે. દંભ.
બેસે ધૂણી સળગાવીને ઢંગમાંરે,
મન રમે રૂપીઆના રંગમાંરે. દંભ. ૪
વેઠી ભૂખ કરે છે મોટાં વ્રતનેરે,
સુખ દેતો નથી કોઇના ચિત્તનેરે. દંભ.
કરે યજ્ઞો અનેક પ્રકારથીરે,
મન રહે મોટાઇના આધારથીરે. દંભ. ૫
એવાં અનેક સાધન તેં કર્યાંરે,
તેથી કારજ તારાં નવ સર્યાંરે. દંભ.
સોંપી ચિદ્દ્ઘનને તું જો આદરેરે,
તારાં કરેલ સર્વે સાચાં ઠરેરે. દંભ. ૬

---

## પદ ૩૪ મું.

( રાગ ઉપરનો. )

તારા મનમાં જાણે જે ભજન આદર્યુંરે,
પણ લોકો રીઝવવા તેં કર્યુંરે. તારા.
નાચે કૂદે ને ગાય આવી તાનમાંરે,
કરે હોંકારા ભક્ત અભિમાનમાંરે. તારા. ૧

મન માંહે ઈચ્છા તેં એવી કરીરે,
લોક રીઝે તો થાય કીર્તિ ખરીરે. તારા.
માન આપે લોકો મુજને ઘણાંરે,
પછી તોટા રહે ના ભોગો તણારે. તારા. ૨
બને અવધૂત વેશ રૂડો ધરીરે,
ચોળે રાખોડી જટા મોટી કરીરે. તારા.
કહેવરાવે વૈષ્ણવના નામનેરે,
પણ ઇચ્છે માયાના કામનેરે. તારા. ૩
ધરી ભગવાં સંન્યાસી તું થયોરે,
જાણે માયાને હું તો તરી ગયોરે. તારા.
મનમાં મોટો થવાની રાખે કામનારે,
તને સ્વપ્નાં આવે છે દામનાંરે. તારા. ૪
એવા અનેક ભેખને તું ધરીરે,
ફરે પક્ષ પોતાનો મોટો કરીરે. તારા.
પણ સર્વને દંભ તું જાણનેરે,
મેલ ખોટી એ ખેંચા તાણનેરે. તારા. ૫
સુખાકારી ત્યારે તે સરવે થશેરે,
દંભ મનમાંથી જ્યારે મૂળગો જશેરે. તારા.
સહુ સાધન ત્યારે સાચાં પડેરે,
જ્યારે વૃત્તિ તે **ચિદ્દઘન**માં ચડેરે. તારા. ૬

---

## પદ ૩૫ મું.

( રાગ ઉપરનો. )

તારા મનમાં વિચાર રૂડો કરીરે,
દંભ તજવાનું લેને હવે આદરીરે. તારા.

દંભ કરવાથી લાભ તને શું થશેરે,
એમ વિચારતાં તે પોતે જશેરે. તારા. ૧
લોક સારો કહે તેવું તારા મનમાંરે,
નથી બનવાનું કહિએ આ જનમાંરે. તારા.
સહુ સારો કહે ન કદિ કોઇનેરે,
માટે તેમાં રહે છે શું મોહીનેરે. તારા. ૨
કોઇ સારો કહેશે તને મોહથીરે,
દશ ખોટો ગણશે ઘણા દ્રોહથીરે. તારા.
અનુકૂળતાથી સારૂં ગણાય છેરે,
પ્રતિકૂળતામાં ખોટું મનાય છેરે. તારા. ૩
એવો લોકો તણો તે રીવાઝ છેરે,
સ્વાર્થ વિના બીજું ન કાંઇ કાજ છેરે. તારા.
રામ કૃષ્ણાદિ દેવતણા દેવતારે,
મોટા મુનિયો જેને સેવતારે. તારા. ૪
તેના દૂષણ તે કઇક લોકો કહેરે,
પછી જીવ ક્યાંથી તે બાકી રહેરે. તારા.
સારો થાવાની વાસના છોડનેરે,
હવે હરિના મારગમાં દોડનેરે. તારા. ૫
લોક વાસના તૂટે નિર્દ્વંદ્વ છે રે,
પછી છેવટ **ચિદ્દઘનાનંદ** છેરે. તારા. ૬

---

## પદ ૩૬ મું.

### ( રાગ ઉપરનો. )

લોકો સારો કહે કદિ તુજનેરે,
તેથી લાભ મળ્યો શું કહે મુજનેરે, લોકો.

જીવ સરવે પરાધીન જાણવારે,
નથી સમર્થ નિજ દુઃખ ટાળવારે. લોકો. ૧
તે તારાં દુઃખોને કેમ ટાળશેરે,
કેવી રીતે તારા ભોગ ખાળશેરે. લોકો.
કર્મ ગતિ બળવાન કહેવાય છે રે,
તે કોઇથી ન ટાળી શકાય છેરે, લોકો. ૨
સારો કહેવરાવવા દંભ જો થશેરે,
પ્રભુ તારા ઉપર નક્કી કોપશેરે. લોકો.
રૂઠે હરિ તો જગ સહુ રૂઠશેરે;
ત્રુઠે હરિ જગત્ સહુ ત્રુઠશેરે. લોકો. ૩
દંભ તારો જ્યારે જીવ ફૂટશેરે,
બેઉ લોકે ફજેતો તારો થશેરે. લોકો.
લોક રાજી થએ તારૂં નહિ વળેરે,
પ્રભુ રાજી થતામાં દુઃખો ટળેરે. લોકો. ૪
માટે મનથી તે ભાવ રૂડો લે કરીરે,
ભજ સાચી નિષ્ઠાથી શ્રીહરિરે. લોકો.
લોક મોટાઇ જે તુને આપશેરે,
તે તો પરલોક દુઃખમાં સ્થાપશેરે. લોકો. ૫
જ્યારે યમદૂત મૂદગળ મારશેરે,
ત્યારે મોટાઇ નવ ઉગારશેરે. લોકો.
માટે દંભ મનથી મૂક વેગળેરે,
ચિદ્દઘન સ્વરૂપ માંહે ભળેરે. લોકો. ૬

## પદ ૩૭ મું.

( રાગ—સમરૂં બજરંગી. )

હરિ મળવા થયું છે તુને મનરે, જીવડા સંત્સંગી;
ગઇ ચોરાશી ત્યારથી સજ્જનરે, જીવડા સંત્સંગી. ટેક.

### સાખી.

કૂટાયો જગમાં ઘણું; વેઠયું દુઃખ અપાર,
અકળાએ જ્યારે જીવડો, ત્યારે લે છે હરિનો આધારરે. જીવ. ૧
છૂટે સઘળી વાસના, વાધે પ્રભુમાં પ્રેમ;
ગો પદ જેવા જગતને, એતો કૂદીને પામે ક્ષેમરે. જીવ. ૨
મન જેનું ચિંતન કરે, દૃઢતા તેની થાય;
અંતે પણ તેવી મતિ, ગતિ માત પ્રમાણે થાયરે. જીવ. ૩
ક્રિયા કરે જીવ કારમી, અનન્ત કલ્પો જાય;
હોય ન મનમાં ભાવના, ત્યારે દૃઢ ન વાસના થાયરે. જીવ. ૪
લગની લાગી વચનથી, ગુણકાના મનમાંહ્ય;
પ્રભુએ પોતાની કરી, અપરાધ ન જોયા કાંઇરે. જીવ. ૫
વાલ્મિકિને ઉપજ્યો, મનમાં અતિ ઉમંગ;
દર્શન ચિદ્દઘનનાં થયાં, થયો બંધનનો પણ ભંગ. જીવ. ૬

---

## પદ ૩૮ મું.

( રાગ ઉપરનો. )

કરૂં વિનંતી સુણો ગુરૂ આપરે, પ્રભુ તમે બ્રહ્મજ્ઞાની,
ઉત્તર દેતાં અકળાશો ના બાપરે, પ્રભુ તમે. ટેક.

### સાખી.

મનમાં ઇચ્છા મોક્ષની, જ્ઞાને દૃઢતા ન્હોય;
શરીર વચમાં છૂટતાં, ગતિ તેની કેવી ગુરૂ હોયરે. પ્રભુ. ૧

સાંભળ શિષ્ય તુજને કહું, ધરે તે મનુષ્ય અવતાર;
અપૂર્ણ ને પૂરૂં કરે, પછી થાએ તે બ્રહ્માકારરે. સાંભળ જિજ્ઞાસુ. ૨
ગોવિંદે ગીતામાં કહ્યું, અર્જુન પ્રત્યે એહ;
જ્ઞાન પંથે જે જન ચડે, દુર્ગતિ ન પામે તેહરે. સાંભળ. ૩
જન્મે ઊંચા કુળમાં, અથવા યોગીને ધામ,
અનુકૂળ અવસર આવતાં, સ્ફુરે પાછલું જ્ઞાન તમામરે. સાંભળ. ૪
શુકદેવ તથા વામદેવ ને, જડભરતાદિ જેહ;
સર્વને જ્ઞાન ઉદે થયું, હતું પ્રથમ મળેલું તેહરે. સાંભળ. ૫
શુભ ઇચ્છા અંતર થતાં, ટળે દુઃખ નિરધાર;
સ્થિર કરીને ચિત્તને, ભજ **ચિદ્દઘનને** એકતારરે. સાંભળ ૬

---

## પદ ૩૯ મું.

( રાગ ઉપરનો. )

હરિ મળવાનો સુલભ ઉપાયરે.—આનંદ અંતરમાં
સહુ સાધન સહજે સધાયરે આનંદ—ટેક.

### સાખી.

કલ્પતરૂ છે આત્મા, સેવો તેની છાય;
જેવી થશે મન ભાવના, તેવું તુર્ત પ્રકટશે ત્યાંયરે. આનંદ. ૧
ઇચ્છા ઉપજે જ્ઞાનની, તીવ્ર રૂપથી દિલ;
સાધન સહુ આવી મળે, પછી પ્રકટે છે બ્રહ્મનું શીલરે. આનંદ. ૨
દૃઢતા રાખી દિલમાં, ભજવા શ્રીભગવાન;
કાયરતાને કાઢતાં, ભાસે ભવ્ય સ્વરૂપનું જ્ઞાનરે. આનંદ ૩
કાશી જવાને નીકળ્યો, વચમાં રહેશે રાત;
ઊઠી પ્રભાતે ચાલશે, છેલ્લે જોશે કાશી સાક્ષાતરે. આનંદ. ૪

વચ્ચે જો ના વિરમે, પહોંચે મૂળ મુકામ;
વિઘ્નો જાય વિદારતો, કદિ ત્યાગે ન હૈયાની હામરે. આનંદ ૫
પરમ ધામમાં પહોંચતાં, આનંદ ઉર અપાર;
થાક જાય બહુ કાળનો,
પોતે બની જાય **ચિદ્દઘનાકાર**રે. આનંદ. ૬

---

## પદ ૪૦ મું.

### ( રાગ ઉપરનો. )

જ્ઞાન માર્ગમાં વિઘ્ન અપારરે, સાંભળ સોહાગી,
તેને પીછાણી કરજે ઠારરે, સાંભળ—ટેક.

### સાખી.

રહ્યા દેહમાં દેવતા, અંગે અંગ અનેક:
વિઘ્ન કસોટી રાખીને, તે કસી જોશે તારી ટેકરે. સાંભળ. ૧
વિષય દેખીને ઇન્દ્રિયો, ખેંચાશે બહુવાર;
એને રાખીશ આંતરી, તો ઉપાધિ થાશે બહારરે. સાંભળ. ૨
લોકોના મનમાં વશી, પજવશે તારાં પાપ;
એને પણ નહિ માન્ય તો, રોગ મારશે ભૂંડીત્રાપરે. સાંભળ. ૩
લક્ષ્મી સહુ વણસાડીને, કરશે બહુ કંગાળ;
છતાં ડગીશ નહિ ટેકથી, વસુ આપીને કરશે ન્યાલરે. સાંભળ. ૪
તોપણ પ્રભુના ધ્યાનમાં, ચડશે તારૂં ચિત્ત;
સિદ્ધિઓ ચાલી આવશે, તારૂં સહજે કરવા અહિતરે. સાંભળ. ૫
માટે ચેતી ચાલજે, તોડી સઘળા પાશ;
**ચિદ્દઘનસ્વામી** પૂરશે, તારા અંતર કેરી આશરે. સાંભળ. ૬

---

## પદ ૪૧ મું.

( રાગ ધોળ–મન તું અળગું ક્યાં અથડાય. )

લક્ષ્મી તારી માને મનમાંહ્ય, તારી નથી જીવડા–ટેક.
ભગવાનની રાણી એહ છે, તે પોતાની કેમ મનાય; તારી.
પરની વસ્તુને પોતાની માનવી, સહુ દુ:ખનું મૂળ કહેવાય. તારી. ૧
નારી રાંકતણી કદિ હોય તો, તેને મારી કહે નહિ કોઇ; તારી.
મમતા રાખે તો માર માથે પડે, વળી જગમાં ફજેતો હોય. તારી. ૨
સરકારના પોલીસ છૂટશે, તારા દેહને કરશે કેદ; તારી.
દુ:ખો જેલ તણાં ઘણાં જોઇને, તારે અંતર થાશે ખેદ. તારી. ૩
માને લાખોપતિ તેમ તુજને, પતિ તારાથી કદિ ન થવાય; તારી.
મિથ્યા મમતા કરે સહુ માનવી, મેળવેલું મૂકીને જાય. તારી. ૪
નહિ માને તો છેવટ યમદૂતો, તુને મૂકાવશે મારી માર; તારી.
પાસ નાખી નરકમાં લઈ જશે, નહિ રહેવાય તારાથી નિર્ધાર. તારી. ૫
માટે લક્ષ્મી માની ભગવાનની, મૂકી દે તું તેનું અભિમાન; તારી.
આઇ ખરચી લેતું તારા હાથથી, કર **ચિદ્ઘનાનંદનું** ગાન. તારી. ૬

---

## પદ ૪૨ મું.

( રાગ ઉપરનો. )

પરભવનું ભાતું લે સંગાથ—આગળ કામ આવશે. ટેક.
અન્ન કોઇને તું નથી આપતો, ક્યાંથી પરલોકે પ્રાપ્ત તે થાય; આ.
માટે ભૂખ્યાને ભોજન આપજે, તારી કરશે તે સહજે સ્હાય. આ. ૧
વસ્ત્ર આપ્યા વિના તુને નહિ મળે, તારૂં ટાઢથી ધ્રુજશે તન; આ.
સ્થાન આપ્યું હશે જો કોઇને, બેસવાનું મળશે તુને જન. આ. ૨
વિદ્યાદાન દીધું હશે વ્હાલથી, ફળશે તેતો તુજને જરૂર; આ.
કન્યાદાન દીધું હશે કોડથી, તેનાં પ્રકટશે ફળ ભરપૂર. આ. ૩

ધનનું દાન જો પાત્રે કર્યું હશે, મળે આગળ વિત્ત અપાર; આ.
જેવું કર્મ હશે તેવું પામશો, એમ વેદ કરે છે પોકાર. આ. ૪
ઇશ્વરના ઘરનો એવો ન્યાય છે,આપે તોળીને ફળ ભવભૂપ; આ.
આપ્યા કરતાં અધિક જીવ મેળવે, રાખ ભરૂસો એમાં અનૂપ. આ. ૫
માટે જે તારી પાસે છે વસ્તુઓ,
આપ તેમાંથી શક્તિ અનુસાર; આ.
ચિદ્દઘનરૂપની પૂર્ણકૃપા થવા, પુન્ય કરજો કરીને વિચાર. આ. ૬

---

## પદ ૪૩ મું.

### ( રાગ ઉપરનો. )

પુન્ય જેવું ન સુખકારી કાંઈ, નક્કી એવું માનજે. ટેક.
પુન્ય કરવાથી સંપત્તિ સાંપડે, તેથી દુઃખ સહુ ટળી જાય; નક્કી.
પુન્યશાળી જનો સહુ સ્વર્ગે જશે,ફરશે વિમાને બેસી સદાય. ન. ૧
અપ્સરાઓને ભોગવે પુન્યથી, વળી અમૃતનો શુભ આહાર; ન.
ઇન્દ્ર પદ પણ પુન્યના મૂળમાં, તેમ નંદનવનનો વિહાર. ન. ૨
પુણ્યવંતની લાજ છે લોકમાં, મળે માનવામાં બહુ માન; ન.
પુન્યે અધિકાર ઊંચો આવશે, મળશે મોંઘાં ખાનને પાન. ન. ૩
નિષ્કામવૃત્તિ કરીને જો આદરે, ચિત્ત શુદ્ધ તેનું સહજે થાય; ન.
તેથી જ્ઞાનસ્વરૂપને પામશે, અંતે પામે છે મોક્ષ સદાય. ન. ૪
એમ લોક પરલોકના ભોગ જે, સહુ પુન્ય કર્યાથી પમાય; ન.
એમાં સાક્ષી છે શાસ્ત્રને વેદની, માટે કરીલે તું જેટલું થાય. ન. ૫
શક્તિ સમજી પુન્ય જન જે કરે, તેની લોભ વૃત્તિ તુટી જાય; ન.
તેથી અંતર ઊઘડે એહનું, અંતે ચિદ્દઘનાનંદ પમાય. ન. ૬

---

## પદ ૪૩ મું.

( રાગ ઉપરનો. )

પુન્ય થકી પામ્યા સુખ કોણ, નામો તેના સાંભળો. ટેક.
એક ભીલ ભીલડી એ દંપતી, રહેતાં વ્હાલથી વનની મોઝાર; નામો.
આવ્યા સંત અતિથિ તેને ગૃહે,
આપ્યાં આસન આણીને પ્યાર. નામો. ૧
થયું પુણ્ય તેઓના પ્રતાપથી, જન્મ્યો નળ ધુરંધર રાય; નામો.
દમયંતી નારી થઈ ભીલડી, ધર્યો ધર્મ મહા મનમાંહ્ય. નામો. ૨
શીબિ રાજાએ હોલો બચાવવા,
આપ્યું પોતાના માંસનું દાન; નામો.
જોઇ ધીરજ મોટી તેમની, થયા રાજી પોતે ભગવાન. નામો. ૩
જમવા માટે અતિથિ આવીઆ, શેઠ સગાળશાને ઘેર; નામો.
દાન પુત્રનું આપ્યું આનંદથી તેથી થઇ તેને લીલાલ્હેર. નામો. ૪
બળીરાજાએ પૂરણ પ્રેમથી, આપ્યું વામનને દેહદાન; નામો.
તેને આધીને હરિને થાવું પડ્યું, દ્વારપાળ બન્યા ભગવાન. નામો. ૫
પુન્ય દાનમાં ખોટ કશી નથી, સુખ હોય છે અંતમાં ખૂબ; નામો.
માટે મોટા મન થકી જો કરો, મળે ચિદ્દઘન આપ મહેબૂબ. નામો. ૬

---

## પદ ૪૫ મું.

( રાગ—મોહન તારા મુખડાની માયા. )

બન્યો આંધળો અભાગીરે, માયામાં ભૂલી. ટેક.
પ્રભુ સામું નવ જોયું, વૃથા તેં આયુષ્ય ખોયું;
લોકોના પાપને ધોયુંરે, માયામાં ભૂલી. ૧
સંતો હરિરૂપ જાણી, કદિએ ન સેવ્યા પ્રાણી;
સાચી એકતા ન આણીરે. માયામાં ભૂલી. ૨

અંતરમાં ભેદ આણી, હરિ ગુરૂ જૂદા જાણી;
તે સંગ ન શકયા માણીરે, માયામાં ભૂલી. ૩
પ્રભુ પોતે નિરાકાર, વ્યાપક જગદાધાર;
સંત પ્રભુ છે સાકારરે, માયામાં ભૂલી. ૪
સાકારનો સંગ કીજે, નિરાકાર જાણી લીજે;
ચિદ્દઘનાનંદ રીઝેરે, માયામાં ભૂલી. ૫

## પદ ૪૬ મું.

( રાગ ઉપરનો. )

ભગવાન કોને કહીએરે, જાણી તે લ્યોને. ટેક.
ભગ જેની પાસે દેખો, ભગવાન તેને લેખો;
જૂદા જરા નવ પેખોરે, જાણી તે લ્યોને. ૧
ત્રણ દેવતાને વિષે, છએ ભગ પૂરાં દિસે;
હર હરિ બ્રહ્મા કેવાશેરે, જાણી તે લ્યોને. ૨
અન્ય સહુ તેના અંશો, સમર્થ દેખાય હંસો;
દેવ તેને પણ કહેશોરે, જાણી તે લ્યોને. ૩
ભગ કહું લે તું જાણી, ઐશ્વર્ય સમગ્ર આણી;
શ્રીને જશ મેળવ પ્રાણીરે, જાણી તે લ્યોને. ૪
ધર્મ ને વૈરાગ્ય ભારી, જ્ઞાનને તું લેને ધારી;
ચિદ્દઘનાનંદકારીરે, જાણી તે લ્યોને. ૫

## પદ ૪૭ મું.

( રાગ—ઉપરનો. )

જગ રામરૂપ જાણીરે, સેવોને સુખે.
ભગ જેને હોય ઘણું, તેથી તેને મોટો ગણું;
એથી ન્યૂનાધિકપણુંરે, સેવોને સુખે. ૧

સિદ્ધિ, જશને શ્રી દેખી, જગ માને મોટો લેખી;
ખુલ્લાં ભગ નજરે પેખીરે, સેવોને સુખે. ૨
ભગવાન તેને જાણો, તેના પર પ્રેમ આણો;
વચન તે તેનાં માનોરે, સેવોને સુખે. ૩
ધર્મ જ્ઞાન વૈરાગ્ય એવાં, સમઝ્યામાં નાવે તેવાં;
તેથી ગણે તુચ્છ જેવાંરે, સેવોને સુખે. ૪
પેલાં ત્રણ મિથ્યા જાણો, બીજાં ત્રણ સત્યમાનો;
ચિદ્દ્ઘન ઊર આણોરે, સેવોને સુખે. ૫

---

## પદ ૪૮ મું.

### ( રાગ ઉપરનો. )

ભકતોની વારા ધાયારે, મુરારી હેતે—ટેક.
નૃસિંહનું મામેરૂં પૂર્યું, મીરાંબાઇનું વિષ હર્યું;
અર્જુનને જ્ઞાન કર્યુંરે. મુરારી હેતે. ૧
નૃસિંહનું રૂપ ધર્યું, પ્રહલાદનું રક્ષણ કર્યું;
સંકટ સહુ તેનું હર્યુંરે. મુરારી હેતે. ૨
સેનાનું તે કામ કીધું, હજામનું રૂપ લીધું;
વિઘ્ન વિદારી દીધુંરે. મુરારી હેતે. ૩
દ્રૌપદીની લજ્યા રાખી, નવસેં નવાણું નાખી;
દુઃખ સહુ નાખ્યાં કાપીરે. મુરારી હેતે. ૪
સમર્યા સ્વરૂપે જેવા, પ્રકટ્યા ત્યાં હરિ તેવા;
ચિદ્દ્ઘન છે તે કેવારે? મુરારી હેતે. ૫

---

## પદ ૪૯ મું.

( રાગ ઉપરનો.

લોક જોઇ ભૂલા પડયારે, સાકારરૂપે—ટેક.
કૃષ્ણને ગોવાળ કહ્યા, રામને તે ગજા લહ્યા;
એમ લોકો નિંદી રહ્યારે. સાકારરૂપે. ૧
ગયા પછી તેને જાણ્યા, ઇશ કહીને વખાણ્યા;
હતા ત્યારે નવ માણ્યારે. સાકારરૂપે. ૨
લોક રૂઢી એવી જાણે, ગયા તેને તે વખાણે;
હેત હૈયામાં ન આણેરે. સાકારરૂપે. ૩
જ્ઞાનીને મનુષ્ય જાણે, દેહ ભાવ ઊર આણે;
બ્રહ્મ રૂપે નવ જાણેરે. સાકારરૂપે. ૪
જૂદા પ્રભુ હોય એવું, મનમાં સમજી ન લેવું;
ચિદ્‌ઘન કહે એવુંરે. સાકારરૂપે. ૫

---

## પદ ૫૦ મું.

( રાગ અરીલ—કબીરનાં મંગળનો )

ધર્મ તણાં તે રૂપ અનેક, સદ્‌ગુરૂ પાસે જાણીએરે;
સમજી તેનો સર્વ વિવેક, ભાવ ધરી માણીએ. ૧
સકામ નિષ્કામનો સાર, જરૂર કરી ખોળીએ;
પરમારથને વ્યવહાર, ભેળાં નવ ડોળીએ. ૨
ડોળ્યે આવે ન કાંઇ સ્વાદ, વિચારી જૂદાં જાણીએ;
મિથ્યા કરીએ ન વાદવિવાદ, પક્ષ નવ તાણીએ. ૩
ધર્મ જૂજવા દેહમાં જોઇ, જગત્ મું[illegible] છે;
જાતે મર્મ ન સમજે કાંઇ, તેથી ગોથ[illegible] ખાય છે. ૪

વેદ છે એક મોટું વન, મારગ તેમાં છે ઘણા;
આગેવાન વિના જાય જન, રહે નહિ ઘરતણા. ૫
ભળતે મારગ તે ચડી જાય, વાઘ વરૂ ખાય છે;
પછી મનમાં બહુ ગભરાય, છેવટ પ્રાણ જાય છે. ૬
ગુરૂદેવ કરી આગેવાન, સાથે લઈ ચાલીએ;
સુખે પામીએ પોતાનું ગામ, મારગ સીધો ઝાલીએ. ૭
વિઘ્ન કરશે નહિ ત્યાં કોઇ, આત્મા સુખે જાણીએ;
**ચિદ્દઘન** રૂપ પોતાનું જોઇ, પરમાનંદ માણીએ. ૮

---

## પદ ૫૧ મું.

### ( રાગ ઉપરનો. )

વેદ માંહે છે કર્મ અપાર, ગતિ તેની ગહન છે;
ઉપાસનાનો અતિ વિસ્તાર, જાણવો તે કઠણ છે. ૧
જ્ઞાન કળા ઘણી છે ગૂઢ, બુદ્ધિમાન જાણશે;
ભક્તિને વૈરાગ્યારૂઢ અલ્પમતિ નવ માનશે. ૨
મંત્ર, તંત્ર ને જંત્રના ભેદ, દેખાય છે તે ઘણા;
તેની ખુબીઓ વદે છે વેદ, સમજ્યા વિના નવમણા. ૩
વૈદિક અને જ્યોતિષ નામ, સંગીતના ભેદ છે;
ધનુર્વિદ્યા ને શીલ્પ કામ. ભંડાર સહુનો વેદ છે. ૪
મહાસમુદ્ર સમ એનું રૂપ, અતિ એ ગંભીર છે;
તેનું સમજે જે કો સ્વરૂપ, પુરૂષ તે વીર છે. ૫
જાતે કોઇ પીવાને જાય, સમુદ્ર જળ સ્નેહથી;
પીતાં ખારૂં તેને જણાય, મર્મ ન સમજાય તેહથી. ૬

આવે વાદળથી જે વાર, મીઠું જળ તે બને;
પીતા શાન્તિ થાય અપાર, માને સુખ નિજ મને. ૭
એમ વેદ સમુદ્રસ્વરૂપ, એકલાં ન સમજાય છે;
સદ્ગુરૂ બતાવે જો ભૂપ, ચિદ્દઘન રૂપે થાય છે. ૮

---

## પદ ૫૨ મું.

### ( રાગ ઉપરનો. )

અધિકારી તણા ઘણા ભેદ, રસ્તા તેથી બહુ કર્યા;
દુઃખ ટાળવા માટે છે વેદ, કારજ સૌના ત્યાં સર્યા. ૧
અહીં વેદ તણો આધાર, પામ્યા સહુ સુખને;
ગયા સહજે સંસારની પાર, તરી મહા દુઃખને. ૨
જેને જેવો જેવા છે રોગ, ઔષધ તેવું આપીસું;
વેદ વૈદ્ય કરે છે એવો યોગ, તંત્ર રૂડું સ્થાપીસું. ૩
સહુને માટે નથી એક વાત, મર્મ એવા જાણવા;
જૂદી જૂદી છે જીવની જાત, વિચાર એ આણવા. ૪
ઇચ્છા માયાની જેને મન, સકામ કર્મ તે કરે;
ચાહે મોક્ષને જે કોઈ જન, જ્ઞાનચર્યા ચરે. ૫
એવું સમજવા શ્રીગુરૂ પાસ, જવું હરિ જાણીને;
કરવા પ્રશ્ન બનીને દાસ, નમ્રતા, મન આણીને. ૬
રાજી થાય જ્યારે ગુરૂરાય, કાર્ય સિદ્ધિ જાણજો;
માટે પોતાથી જેટલો થાય, ઉપાયતે આણજો. ૭
શ્રોત્રિય બ્રહ્મ નિષ્ટ જો હોય, તેવે કામ થાય છે;
વંઝા ગાય આપે ન દૂધ કોઇ, ચિદ્દઘન ન પમાય છે. ૮

---

## પદ ૫૩ મું.

### ( રાગ ઉપરનો. )

જ્ઞાની પુરૂષનાં લક્ષણ જેહ, મન વાણીની પાર છે;
પ્રભુ પોતે જાણો એહ, ગતિ તેની અપાર છે. ૧
ક્રિયા તેમના દેહની જોઈ, તમે નહિ ઓળખો;
કરો મનથી વિચાર જો કોઇ, તો તો તમે કંઇ લખો. ૨
એને ઓળખવાને કાજ, કહું ચિન્હ સાંભળો;
કરી વિચાર અંતર આજ, સંશયથી સહુ ટળો. ૩
દેહ બુદ્ધિ તજી કરો સંગ, તપાસો દિલને;
શાન્તિ થાય જેનો કર્યે સંગ, સમજો જ્ઞાની શીલને. ૪
વળી દુર્ગુણ સઘળા જાય; સદ્‌ગુણ રૂડા પામીએ;
પ્રભુ માંહે પ્રેમ બંધાય, માયા મોહ વામીએ. ૫
એવા પુરૂષને સોંપી મન, ઉમર બધી ગાળીએ;
કહે તેઓ જે જે વચન, પ્રેમે કરી પાળીએ. ૬
કદિ દોષનો થાએ ભાસ, તેથી ડગવું નહિ;
દૃષ્ટિનો છે દોષ એ ખાસ, હૃદય ઠગવું નહિ. ૭
માટે ગુણનું કરવું ગાન, સદા સુખ પામવા;
ભૂલી નિજપર દેહનું ભાન, ચિદ્‌ઘન રૂપે જામવા. ૮

---

## પદ ૫૪ મું.

### ( રાગ ઉપરનો. )

જીવ મરવા પડે જે વાર, પ્રાણ કેમ જાય છે;
તેનો કહું છું હવે વિચાર, સમજે સુખ થાય છે. ૧
દેહ છૂટવાનો જ્યારે થાય, મૂર્છામાં મન પડે;
ભાન જગતનું ભૂલી જાય, પ્રાણ ઊંચો ચડે. ૨

પછી નીકળે દેહની બ્હાર પ્રાણ પ્રાણીના ત્યાં;
હોય કર્મના જે સંસ્કાર, લઇ જશે પાક જ્યાં. ૩
નિજ વાસનાને અનુસાર, જગત દેખાય છે;
હોય જે ખાતામાં તૈયાર, તહાં જીવ જાય છે. ૪
આવે યમના ત્યાં પછી દૂત, તેને લઇ જાય છે;
ખડમાકડી જેવો સ્વભાવ, જીવનો કહેવાય છે. ૫
એક પગે પકડે બીજું તૃણ, મૂકે પહેલું તે સમે;
તેમ જીવ એક દેહને છોડી, દેહાન્તરમાંહે ભમે. ૬
દેહ વિના જીવ ક્ષણું એક, કદાપિ તે નવ રહે;
એવો ઇશ્વરનો છે નેક, કરણી સમ સહુ વહે. ૭
પ્રારબ્ધે ક્ષયે પૃથ્વીમાંહ્ય, નાખે જેવી યોગ્યતા,
પોતે **ચિદ્દઘન** ભૂલીને રૂપ, બને પછી ભોગતા. ૮

---

## પદ ૫૫ મું.

( રાગ ઉપરનો. )

જીવ કેવીએ ગતિએ જાય, વિચાર તેનો સાંભળો;
કહું પાપીની પ્રથમ કથાય, સુણી પાપથી ટળો. ૧
મરે પાપી પુરૂષ જે વાર, યમ લોકે જાય છે;
ધર્મરાયનો જે કામદાર, ચિત્રગુપ્ત કહેવાય છે. ૨
માગે છે તેનો સર્વ હિસાબ, રજે રજ જાણવા;
પછી અદલ કરે છે ઇન્સાફ, પક્ષો નથી તાણવા. ૩
પૂછે છે પછી જીવને એમ, પુન્ય કર્યા બોલજે;
વળી પાપ કયા હોય તેમ, સરવે તારાં ખોલજે. ૪
પણ મુખથી કશુ ન બોલાય, બોલે શું બાપડો;
બહુ બહુ નિજ મનમાં મુંઝાય, માને વાંક આપડો. ૫

ધર્મરાય આજ્ઞા કરે એમ, નાખો નર્ક ખાણમાં;
ભોગવાવો દુઃખો પાપ જેમ, આપો કષ્ટિ પ્રાણમાં. ૬
નાખી બળતા પાવકમાંહ્ય, પાણીમાં ડુબાવજો;
લોહીપરૂનાંકુંડ છે જ્યાંય, સાપ વીંછી કરડાવજો. ૭
એમ ભોગવી દુઃખ અનેક, ચોરાશીમાં જાય છે;
ભૂલી ચિદ્દઘન પોતાનો ટેક, જરૂર ભંગી થાય છે. ૮

## પદ ૫૬ મું.
### ( રાગ ઉપરનો. )

ગતિ પુન્યશાળીની જે થાય, સુણો સહુ સ્નેહથી;
રૂડી ગતિ જાણી મનમાંહ્ય, કરો પુન્ય દેહથી. ૧
પુન્યવાનનો છૂટે દેહ, સ્વર્ગમાં તે જાય છે;
પામે વિમાન રૂડાં તેહ, હૃદય હરખાય છે. ૨
દેવ દૂતો આપી માન યોગ્ય, તેને લઇ જાય છે;
મળે અપ્સરા કેરા ભોગ, અમૃત ત્યાં જમાય છે. ૩
મળે નંદનવનનો વિહાર, વિમાનોમાં તે ફરે;
સહુ સિદ્ધિઓ રહે તૈયાર, આનંદ સદા કરે. ૪
એમ ભોગવે ભોગ અનેક, પુન્યો ક્ષીણ થાય છે;
ત્યારે આવે વસુધામાં છેક, માનવ દેહે જાય છે. ૫
પામે ઉત્તમ કુળને ધર્મ, ઉત્તમ સુખ ભોગવે;
પછી કરે પાછાં જેવાં કર્મ, તવી ગતિ જોગવે. ૬
કરે સકામ કર્મો જેહ, તેની ગતિ તે કહી;
પામે ચિત્ત શુદ્ધિ જન તેહ, નિષ્કામતા જેણે લહી. ૭
પામી પૂરણ બ્રહ્મનું જ્ઞાન, જીવન મુક્ત થાય છે;
આવે ચિદ્દઘન રૂપનું ભાન, સ્વરૂપે સમાય છે. ૮

## પદ ૫૭ મું.

( રાગ ઉપરનો. )

ગતિ ઉપાસકોની જેહ, તેને પણ જાણવા;
કહું સાંભળો સર્વે તેહ, પ્રીતિ મન આણવા. ૧
જેની ઉપાસના કરી હોય; પાર્ષદ તેના આવશે;
રૂડું વિમાન સાથે સોહ્ય, સુખ સામગ્રી લાવશે. ૨
વાજીંત્રોની સાથે કરી ગાન, નિજ લોક લઈ જશે,
ઘણા આપીને સનમાન, સુખમહિં સ્થાપશે. ૩
બ્રહ્મ લોક અને કૈલાસ, વૈકુંઠાદિ કહેવાય છે;
તે તે લોકમાં કરાવે વાસ, ચાર રીતે તે થાય છે. ૪
એક દેવ સ્વરૂપે થાય, તેવાં સુખ ભોગવે;
બીજા થાય તેનો શૃંગાર, સુખ ઘણું જોગવે. ૫
ત્રીજે અંતરંગ તેમનો દાસ, થઇ મોજ માણશે;
ચોથો પ્રજા થઇને ખાસ, સુખ બહુ આણશે. ૬
એમ ભોગવે સુખ બહુ કાળ, પ્રલય જ્યારે આવશે;
ત્યારે દયા કરીને દેવ, તેઓને બોલાવશે. ૭
કરશે આતમા કેરૂં જ્ઞાન, સંસાર દુઃખ વામશે;
થાતાં મોક્ષનું મનમાં ભાન, ચિદ્દઘન પદને પામશે. ૮

---

## પદ ૫૮ મું.

( રાગ ઉપરનો. )

હવે કહું છું ત્યાગીનો યોગ, સુણો સહુ ભાવથી;
હોય વાસનાનો જો જોગ, રીઝે બ્રહ્મ (લોક) લાવથી. ૧
હોય સાધનમાં કંઇ ખોડ, જ્ઞાન પુરૂં ન થાય છે;
વચ્ચે મૃત્યુ તેનું થાય, બ્રહ્મ લોકે જાય છે. ૨

હિરણ્યગર્ભની પુરી જેહ, બ્રહ્મલોક કહેવાય છે;
ત્યાંથી આવેલો દુત તેહ, માનથી લઈ જાય છે. ૩
લાવે વિમાન તે માટે જેહ, શોભા તો અપાર છે;
સાથે આવે દેવો દુત તેહ, જોવા ચમત્કાર છે. ૪
બહુ ધામધૂમથી લઇ જાય, વિમાન જ્યારે ઉપડે;
સાત પુરીના દેવ કહેવાય, ખબર સહુને પડે. ૫
આવે સામૈયાં કરી તેહ, સત્કાર બહુ થાય છે;
થોડો પ્રથમ પુરી કરી વાસ, વિમાન આગળ જાય છે. ૬
પ્રથમ પુરીના દેવો ખાસ, વળાવાને જાય છે;
બીજી પુરીમાં થાતાં વાસ, પાછા સહુ જાય છે. ૭
બીજી પુરીના દેવો તેમ, આપે માન તેટલું;
પામી ત્યાં પણ પુરો પ્રેમ, કહીએ કહો કેટલું. ૮
એ રીતે સર્વત્ર સત્કાર. તેનો ઘણો થાય છે;
ત્યાંથી વિમાન છેલ્લી વાર. કર્મનાશા તીર જાય છે. ૯
ત્યારે થાય છે દેવને જાણ. આવે ઘણી અપ્સરા;
લાવે સામગ્રી દેવા માન. રીઝવે સહુ તે વરા. ૧૦
ડગે જો કદિ એનું દિલ, રાખે બ્રહ્મલોકમાં;
નથી તેનું દૃઢ હજુ શીલ, માટે રાખો આ લોકમાં. ૧૧
કર્મનાશા ઓલંગી જાય, પાછો તે ન પડે;
બીજા લોકમાં ભૂલ જો થાય, સંસારમ આથડે. ૧૨
હિરણ્યગર્ભ લોકમાં વાસ, પતન નહિ તેહનું;
કલ્પ સુધી ભોગે ભોગ ખાસ, કહું શું સુખ જેહનું. ૧૩
ત્યાં દુઃખ રહે છે એક, દુઃખી જીવ જોઇને;
તાપ થાય છે તેને છેક. કહેવાય ન કોઇને. ૧૪
પ્રલયકાળ જ્યારે ત્યાં થાય, હિરણ્યગર્ભ એહને;

સમજાવી જ્ઞાન મહિમાય, પમાડે મોક્ષ તેહને. ૧૫
હોય વાસના કેરો અંશ, ગતિ તેની એ કહી;
થાય આશા પૂરી જો ધ્વંસ, જીવન્મુક્તિ તેણે લહી. ૧૬
થાતાં પ્રારબ્ધ કેરો નાશ, સ્વરૂપમાં સમાય છે;
તના પ્રાણને નહિ પ્રવાસ, નિગમ એમ ગાય છે. ૧૭
ગયાં તેનાં જન્મ ને મર્ણ, સ્વરૂપમાં તે સમ્યો;
જાણે વેદ તણો જે વર્ણ, ચિદ્દઘનમાં તે રમ્યો. ૧૮

---

## પદ ૫૯ મું.

(રાગ ઉપરનો.)

કરે ભૂતની સેવા જેહ, ભૂત નક્કી થાય છે;
પામે મૃત્યુ જ્યારે તેહ, ભૂતો લઈ જાય છે. ૧
કરે અપવિત્ર અંતમાં એમ, દુઃખ ઘણાં ભોગવે;
આ લોકમાં સુખ ન તેમ, કદાપિ ન ભોગવે. ૨
તેનાં દુઃખ જોતાં છે અપાર, વાણીથી ન કહેવાય છે;
શુભાશુભ જેવા વિચાર, ગતિ તેવી થાય છે. ૩
ભૂત વળગ્યાનો જેને વ્હેમ, ગતિ તે તેવી લહે;
દેખે ભૂત ધરીને પ્રેમ, તેથી તે પંથે વહે. ૪
ભૂતભાવના થાતાં ઠીક, ભૂત પેશી જાય છે;
લાગે સર્વત્ર તેને બીક, ભૂતો બહુ દેખાય છે. ૫
જેને સંશય મનમાં ન્હોય, ભૂતો નવ ભાળશે;
જુઓ સર્વ વિચારી કોય, સંશય સઘળા ટાળશે. ૬
ભૂતયોની તેનો વળગાડ, ફળ છે એ પાપના,
ભોગવે છે જીવ લબાડ, દુઃખો જગ તાપનાં. ૭
કોળી, વાઘરી ને ભૂવા સંગ, તજો જન ચિત્તથી;
સદા સ્નેહ કરી સત્સંગ, ચિદ્દઘન ભજો પ્રીતથી. ૮

---

## પદ ૬૦ મું.

## ...ાનમાસ.

( રાગ સોરઠ. )

### સાખી.

વંદન કરી ગુરૂ દેવને, પૂજી પ્રભુના પાય;
જ્ઞાનમાસ આરંભ કરૂં, સુણતાં પાપ પલાય. ૧

એવો વિચાર જ્યારે આવશે, છૂટી જાશે સંસાર; ટેક.
હું કોણુ ને ક્યાંથી આવીઓ, જાવું કહાં નિરધાર. એવો.
મારૂં તે કારણુ કોણુ છેરે, મારે કોનો આધાર,
શું કરવા અહિં આવીઓ, કેવો કરૂં છું વ્યાપાર. એવો. ૨
કોનાથી ચેતનરૂપ થયોરે, આ સઘળો સંસાર;
અણુછતો કેમ દેખાય છે, કોણુ સરજનહાર. એવો. ૩
માયાનું કેવું સ્વરૂપ છેરે, વળી કોની કહેવાય;
એનું તે બળ છે કેટલું; કેમ તેને તરાય. એવો. ૪

---

### સાખી.

જીવ તે કોને જાણુવો, તેમ ઇશ્વરનું રૂપ;
બ્રહ્મ કોણુ કહેવાય છે, એ છે વાત અનૂપ. ૨

કારતકે જોને તું જીવડારે, નથી રહેવું નિરધાર;
એક પલકમાં આવશે, તારો કાળ કરાળ. એવો. ૧
મ્હોટા મ્હેલ મનસુબા તણુારે, રહેશે મનની માંહ્ય;
એક ઘડીનો વાયદો, તારાથી નહિ થાય. એવો. ૨
અચાનક ઊઠી જવું પડેરે, ના કદિ ન કહેવાય;
સાચો હુકમ છે સાહેબનો, કોઇથી નહિ ફેરવાય. એવો. ૩

બ્રહ્માથી કીડી સુધી સહુરે, જીવ તેના પરમાણુ;
સહુ કોઇ એને આધીન છે, જગમાં એવું તું જાણુ. એવો. ૪

**સાખી.**

કોઇ બચ્યું નથી કાળથી, બચશે નહિ વળી કોઈ;
સિદ્ધ, સાધકને ઓલિયા, કે પછી યોગી હોય. ૩

માગશરે મૂરખ દેખનેરે, ખોલી નયન લગાર;
નદી પ્રવાહ સમ જાય છે, વહેતો સહુ સંસાર. એવો. ૧
મૂરખ જાણે છે મન વિષેરે, જળ છે એહનું એહ;
આંખો મીચે ત્યારે જે હતું, ખોલે ના મળે તેહ. એવો. ૨
અજ્ઞાનથી તેમ ભાસતોરે, તુને સંસાર એહ;
પણ પલ પલે તે પલટાય છે, સમજે વિચારે જેહ. એવો. ૩
કઇ ગયા ને જશે વળીરે, નથી રહેવાનું કોઇ;
જોઇએ સાંભળીએ વળી જેટલું, નાશવંત તે હોય. એવો. ૪

**સાખી.**

પૃથ્વી પણ પ્રલે થશે, જશે અસુર ને સુર;
સ્વર્ગ નર્ક નિશ્ચે જશે, નહિ રહે શશિ ને સૂર. ૪

પોશે પામરપણું મૂકીનેરે, ભજ ભાવે કીરતાર;
ભરતખંડમાં તું પામાઓ, રૂડો મનુષ્ય અવતાર. એવો૦ ૧
આ અવસરને જો ચુકીઓરે, જઇશ ચોરાશી માંહ્ય;
સાધન તારાથી નહિ બને, દુઃખ ભોગવીશ ત્યાંય. એવો૦ ૨
મિથ્યા મારૂં માની ફરેરે, તારૂં નથી તલભાર;
શ્વાન શકટ તળે થઈ ફરે; જાણે તાણું હું ભાર. એવો૦
તારૂં હોય તો રાખનેરે, કેમ જાએ પર હાથ;
અંતે મૂકીને ચાલવું, કોડી લેવાય ન સાથ. એવો૦ ૪

## સાખી.

લેણા દેણીથી મળ્યો, સહુ સંબંધી સાથ;
લેણું લઇને ચાલશે, ઘસવા પડશે હાથ. ૫

મહા મહિને મોટી માન્યતારે, પડયા સંબંધી પાશ;
અંતે સમ્બંધ સાચો નથી, સ્વારથના સહુ દાસ. એવો૦ ૧
દેહ રૂપાળો દેખશેરે, સગી ત્યાં સુધી નાર;
વીર્ય વિહોણો દેખતાં, દૂર રહેશે નિરધાર. એવો૦ ૨
ધનવાન્ તુજને દેખીનેરે, ચ્હાશે તુજ પરિવાર;
પણ નિર્ધનતા આવતાં, કોઇ નહિ કરે સત્કાર. એવો૦ ૩
ધીરજ ધારીને દેખજેરે, જીવ જગનો વ્યવહાર;
ચાહે છે ધારીને કામના, સ્વારથમય સંસાર. એવો૦ ૪

---

## સાખી.

મહા ખેલ માયા તણો, મનથી સર્વ જણાય;
ઠોકર વાગે કારમી, છતાં સમજી નવ મૂકાય. ૬

ફાગણે ફાંફાં મૂકીનેરે, કરને સદ્ગુરૂની સેવ;
તનમન ધન તેને આપતાં, જાણીશ આતમ દેવ. એવો૦ ૧
સદ્ગુરૂ નાવ રૂડું જાણીને, તેમાં બેશ આવાર;
સંસાર સમુદ્ર સહજમાં, તરી જા પેલે પાર. એવો૦ ૨
આવરણ મૂકી મન તણાંરે, થઇ જા એકાકાર;
પારસરૂપ સંતને, પરસે પારસ આકાર. એવો૦ ૩
મોટો મહિમા ગુરૂ દેવનોરે, જાણે વીરલા કોઈ;
સાચી કમાણી તે કરે, જાશે બીજા ખોઇ. એવો૦ ૪

## સાખી.

સેવ્યા હરિગુરૂ સંતને, જગમાં જીત્યા તેહ;
અથડાતા બીજા રહ્યા, તેમાં નહિ સંદેહ. ૭

ચઇતરે ચિત્ત વિષે તુનેરે, સ્વપ્નું ભાસ્યું સંસાર;
અજ્ઞાન નિદ્રામાં ઉંઘતો, અનુભવ અનેક પ્રકાર. એવો૦ ૧
પલમાં બની પૃથ્વી પતિરે, હાથી હોદાની માંહ્ય;
પલકે ભીખારી તું બની, ઘરઘર અથડાય. એવો૦ ૨
ક્યારે જઇ સ્વર્ગે ચડેરે, ક્યારે નર્કની માંહ્ય;
ઉચ્ચ નીચ ગતી ભોગવે, સુખ પામે ન ક્યાંય. એવો૦ ૩
સદ્‌ગુરૂ જ્યારે દયા કરેરે, આવે મનમાં વિચાર;
અજ્ઞાન નિદ્રાથી જાગશે, થાશે મિથ્યા સંસાર. એવો૦ ૪

---

## સાખી.

અજ્ઞાન નિદ્રા જાય તો, ભાસે બ્રહ્માકાર;
લેશ માત્ર સંસારનો, દિસે નહિ આકાર. ૮

વૈશાખે વાત વિચારનેરે, આતો માયાનો ખેલ;
ભૂલવણી બહુ જાતની, નથી સમજવી સ્હેલ. એવો૦ ૧
ત્રિગુણી માયાના યોગથીરે, ઉપજ્યો છે સન્નિપાત;
સુલટું ઊલટું દેખાય છે, કરે છે આતમઘાત. એવો૦ ૨
સત્ય સ્વરૂપ જે આત્મારે, તેને જાણે અસત્ય;
અસત્ય જગતને સત્ય કરી, તેમાં બાંધેરે મત્ય. એવો૦ ૩
મદિરાનો તે નિશો કરીરે, પડે અગ્નિની માંહ્ય;
પોતાના તે પ્રમાદથી, મૃત્યુને વશ થાય. એવો૦ ૪

## સાખી.

માયા મદિરા મદ થકી, જીવ રહ્યો ભરમાય;
સ્વસ્વરુપ સમજે નહિ, દેહ સાથ બંધાય. ૯

જેઠે જો તું તારે વિષેરે, રહ્યું સુખ અપાર;
તે સુખને તું ત્યાગીને, કેમ ભટકે સંસાર. એવો૦ ૧
કસ્તુરી નિજ નાભીમાંરે, મૃગ તો સુંઘે છે ધ્રાસ;
વનવન ભટકે ખોળતો, પૂરી થાય ન આશ. એવો૦ ૨
વૃત્તિ બદલી તું બ્હારનીરે, અંતર કરને વિચાર;
શ્રવણુ મનન નિદિધ્યાસથી, થાશે જ્ઞાન વિચાર. એવો૦ ૩
શ્રી સદ્ગુરૂ કેરા સંગમાંરે, કરતું પિંડ તપાસ;
પિંડ બ્રહ્માંડની એકતા, સમજાશે તે ખાસ. એવો૦ ૪

---

## સાખી.

જેવી રચના પિંડની, તેવી છે બ્રહ્માંડ;
સમજાતાં તે સાનને, ફૂટે અહંતા અંડ. ૧૦

અષાડે અનુભવ જાગીઓરે, થયો અંતર પ્રકાશ;
અખંડ આનંદમાં ઝીલતાં, તૂટયા માયાના પાશ. એવો૦ ૧
આલોક પરલોક સુખનેરે, જાણે તરણા સમાન;
રિધિ સિદ્ધિને ઇચ્છે નહિ, ઊઘડયું અદ્વૈત જ્ઞાન. એવો૦ ૨
રાજકુંવર હસ્તિ ચઢયોરે, કોડી માગે તે કેમ;
દૂધપાક નિત્ય જે જમે, ન્હોએ છાશમાં પ્રેમ. એવો૦ ૩
રાગદ્વેશ અંતર નહિરે, નહિ નીચને ઊંચ;
નર નારી કેરાં દ્વન્દ્વની. જેના મનમાં ન ખુંચ. એવો૦ ૪

---

## સાખી.

નાન અને અપમાનને, સમજે છે એકરૂપ;
નિંદા સ્તુતિની ગમ નહિ. અખંડ આનંદરૂપ. ૧૧

શ્રાવણે સર્વે જીવનેરે, સમજે કૃષ્ણ સ્વરૂપ;
રાસક્રીડા જુએ રસભરી, ગૂઢ તત્ત્વ અનૂપ. એવાં૦ ૧
કોઇને નિંદે વંદે નહિરે, જાણે આપ સમાન;
સુખ દુઃખ સરખાં સર્વને, એવું એને જ્ઞાન. એવાં૦ ૨
બ્રહ્મરૂપ એને જાણવારે, નથી જૂદા લગાર;
જૂદાઇ જુએ જે જીવડો, તેને ગણવા ગમાર. એવાં૦ ૩
ગ્રહણ ત્યાગ જેને નહિરે, એવા વિરલા છે જન;
ખોળે જડે નહિ જીવને, મળશે પ્રગટતાં પુન્ય. એવાં૦ ૪

---

## સાખી.

દેહતણી અહંતા ટળી, જાણ્યું આતમ રૂપ;
પ્રારબ્ધથી શરીર રહે, રંક થાઓ કે ભૂપ. ૧૨

ભાદરવે ભરપૂર છેરે, હાલો ના મળે ડામ;
ક્રિયા થાય છે દેહની, પ્રારબ્ધનું એ કામ. એવાં૦ ૧
દેહ ક્રિયામાં અહનુંરે, સદા સ્વરૂપમાં ધ્યાન;
જ્યાં જ્યાં મન જઇને અડે, થાએ આત્માનું ભાન. એવાં૦ ૨
પાપ પુન્ય તેને નહિરે, નહિ મોક્ષને બંધ;
વિધિ નિષેધનો ના રહ્યો; કંઇ તેને સંબંધ. એવાં૦ ૩
સંશય સર્વ તૂટી ગયારે, છૂટી કર્મની ગાંઠ;
અહંપણું અળગું થયું, ઊડયાં આવરણ આઠ. એવાં૦ ૪

---

## સાખી.

શુભ અશુભ એને નહિ, નહિ જ્ઞાન અજ્ઞાન;
જોવા માત્ર શરીર છે, પોતે સ્વરૂપજ્ઞાન. ૧૩
આશોમાં આનંદરૂપ છેરે, તેને સહુ સંસાર;
ધન્ય ધન્ય તેની માતને, ધન્ય તેનો અવતાર. એવો૦ ૧
ધન્ય ભૂમિ ધન્ય ગામનેરે, જ્યાં છે તેમનો વાસ;
ધન્ય સંબંધી જે તેહનાં, વળી ધન્ય તેના દાસ. એવો૦ ૨
ધન્ય ધન્ય તેના પુન્યનેરે, કરે જે સતસંગ;
આત્મજ્ઞાન તેને ઉપજે, લાગે હરિ સાથે રંગ. એવો૦ ૩
સર્વે તીર્થો આવી વસેરે, તેના ચરણની માંહ્ય;
માટે કહું સહુને સ્નેહથી, તેને સેવ્યે સુખ થાય. એવો૦ ૪

## સાખી.

દ્વાદશ માસ પૂરા થયા, જ્ઞાન નિધિ છે એહ;
સાંભળી ચિદ્દઘન જાણશે, તેમાં નહિ સંદેહ. ૧૪
વેદ મુનિ ભક્તિ શશી, સંવત છે શુભ જાણ;
નભ માસને દ્વાદશી, વાર સોમ પરમાણ. ૧૫
ઝારોળા શુભ ગામમાં, રચ્યા આણી ઊમંગ,
વિચારશે જે એહને, શીતળ થાશે અંગ; ૧૬

---

## પદ ૬૧ મું.

### રાગ ગરબી.

સખી ચાલોરે, પ્રેમ કરીને સંતોનો સંગ કીજીએ;
,, મનુષ્ય દેહનો લાવો આપણ લીજીએ. ૧
,, ભક્તિ કેરો સ્વાદ તે મનથી ચાખીએ;
,, સંત ચરણમાં દિલને જોડી રાખીએ. ૨

,, સંત દયાળું અંતરમાં દયા લાવશે;
,, જ્ઞાન આપીને તનના તાપ બુઝાવશે. ૩
,, અંતરની શીતળતા એતો આપશે;
,, **ચિદ્દઘન** આનંદ આપી સંકટ કાપશે. ૪

---

## પદ ૬૨ મું.

### ( રાગ ઉપરનો. )

સુખ મળશેરે, સુધરશે વેળા જે આપણી અંતની;
,, શેવા કરીએ ભાવ ધરીને સંતની. ૧
,, ચરણામૃતને પ્રેમ કરીને પીજીએ.
,, ગુરૂ પ્રસાદી સંયમ ત્યાગી લીજીએ; ૨
,, પાદપદ્મરજ મસ્તક ઉપર ધારીએ;
,, તન મન ધન સહુ **શ્રીગુરૂજી** પર વારીએ. ૩
,, મનમાં જૂદો ભાવ જરા નવ આણીએ;
,, **ચિદ્દઘન** રૂપે અભેદ સુખને માણીએ. ૪

---

## પદ ૬૩ મું.

### ( રાગ ઉપરનો. )

એની સમજોરે, મૂરખ કેરા સંગમાં સુખ મળશે નહિ;
,, તેના સંગે જન્મ મરણ ટળશે નહિ. ૧
, કુમારગમાં તમને એતો જોડશે;
,, અવળું સમજાવીને સત્સંગ તાડશે, ૨
,, લોકો કેરી નિંદા નીત્ય કરાવશે;
,, ભેદ ભાવના અંતરમાંહિ ડરાવશે. ૩
,, મૂરખને તો સદાય દુઃખકર જાણીએ;
,, તેનો સંગ તજીને **ચિદ્દઘન** માણીએ. ૪

## પદ ૬૪ મું.

રાગ ઉપરનો.

સૈયર માનોરે, ઊઠી પ્રભાતે ભજીએ ભાવે રામને;
,, હરિનું ધ્યાન ધરીને તજીએ કામને. ૧
,, દેહ શોધીને કરીએ ઘરનાં કામને;
,, પુણ્ય પંથમાં દઇએ પ્રેમે દામને.
,, પાપ મારગમાં પગલું કદિ ન ધારીએ;
,, જૂઠું બોલતાં જીભલડીને વારીએ. ૩
,, કોઇની ચાડી કોઇ પાસે નવ કીજીએ;
,, ચિદ્દ્ઘન રસમાં સદાય આપણ રીઝીએ. ૪

---

## પદ ૬૫ મું.

(રાગ—કર પ્રભુ સંગાતે દૃઢ પ્રીતડીરે.)

હાનિ થાશે જરૂર તારા હિતનીરે. ટેક.
જૂઠું બોલ્યાથી વાર તારી જીભડીરે,
જૂઠું બોલ્યામાં જરીએ ન લાભ. હાનિ. ૧
તારે ભારે ભૂમિ બહુ કંપશેરે; વળી તુટી પડશે કદિ આભ. હાનિ. ૨
વળી લજવે જનેતાની કુખનેરે, તોલ ખુવે તારો તું ગમાર. હાનિ. ૩
જૂઠું ઝાઝા દિવસ નહિ જીવશેરે, એનો આવરદા ઘડી ચાર. હાનિ. ૪
જ્યારે પોગળ તારૂં ફૂટશેરે, ત્યારે નીચું થશે તુજ મુખ. હાનિ. ૫
કોઇ પતીયાર તારો કરશે નહિરે,
પછી કેમ કરી પામીશ સુખ. હાનિ. ૬
હરિ સત્યના બેલી કોપશેરે, નથી કોઈ બચાવનહાર. હાનિ. ૭
ભુલી ચિદ્દ્ઘન તારા સ્વરૂપનેરે,
ખાઇશ નર્કમાં જમાના તું માર. હાનિ. ૮

---

## પદ ૬૬ મું.

(રાગ ઉપરનો.)

લોભ પાપનો બાપ નક્કી જાણજોરે. ટેક.
લોભ મનમાં જરી નવ રાખીએરે, લોભે વધે ન લોકમાં લાજ. લોભ. ૧
લોભ અતિ અપમાન અપાવશેરે, લોભ બગાડે સઘળાં કાજ. લોભ. ૨
લોભે ઇચ્છા અધિક વધે ઉરમાંજો, કોનું લૂંટી લેવા ચ્હાય. લોભ. ૩
એક દમડી સારૂ દિલ આકરૂંરે, દુઃખ દેતાં જરા ન દુભાય. લોભ. ૪
લોભી બને પ્રપંચનું પૂતળુંરે, કરે જીવનો વિશ્વાસઘાત. લોભ. ૫
મોઢે મીઠી મીઠી વાતો કરેરે, કદિ કહે ન સાચી વાત. લોભ. ૬
લોભી સ્વાર્થ પોતાનો સાધવારે, કરે દગા જીવોને અપાર. લોભ. ૭
ભુલે તેથી તે ચિદ્દઘન રૂપનેરે, પછી રાજી રહે ન કીરતાર. લોભ. ૮

---

## પદ ૬૭ મું.

(રાગ ઉપરનો.)

દગો કદિ સગો નહિ કોઇનોરે. ટેક.
દગાદોરીથી જીવને બાંધીશમાંરે;
દુઃખ દેશે તને તે અપાર. દગો. ૧
પ્રથમ મિત્ર કરીને કોઇનેરે,
દુઃખ દેવું તેને નિર્ધાર. દગો. ૨
બોલ્યું વચન કદિ નહિ પાળવુંરે,
પેસે નીકળીને કાચબાનો કંઠ. દગો. ૩
ઊંડે કૂવે ઉતારી વરત કાપવા જો,
નિજ સુખ માટે ફસાવે લંઠ. દગો. ૪
એવા દગો તને દુઃખ આપશેરે,
નહિ છુટાશે તારાથી જીવ. દગો. ૫

દગો દેવાધિ દેવને ગમે નહિરે,
તેથી તારૂં થશે જ અશિવ. દગો. ૬
અંતસમે આડે આવશેરે,
ત્યારે મુંઝાશે તારૂં મન. દગો. ૭
માટે છોડી દગાના સ્વરૂપનેરે,
ભજ ભાવે સદા ચિદ્દ્ઘન. દગો. ૮

---

## પદ ૬૮ મું.

### ( રાગ ઉપરનો. )

કદિ ગ્લાનિ કરીશ નહિ કોઇમાંરે. ટેક.
કદિ દુઃખી દેખે કોઇ જીવનેરે, અગર કદિ કૂરૂપો ભાઇ. કદિ. ૧
કોઇ રોગે ઘેરાએલો જોઇનેરે, મન મરડીશ માં તું કાંઇ. કદિ. ૨
રોગ તે જ આવી તને લાગશેરે, એમાં પડે ન ફેર લગાર. કદિ. ૩
કદિ કુરૂપ તારી નજરે પડેરે, તેથી હસીશમાં તે વાર. કદિ. ૪
જોઇ ગરીબ મૂરખ માનવીરે, તેને બોલાવી બેસાડ પાસ. કદિ. ૫
ગંધવાળું દેખીને કો માનવીરે, નાકે કપડું ન દાબીશ ખાસ. કદિ. ૬
આંધળાંને તું અવળે માર્ગેરે, ચઢાવીશમાં આણી હુલાસ. કદિ. ૭
માટે દેહ બુદ્ધિને ત્યાગીનેરે, રહે સદાય ચિદ્દ્ઘન પાસ. કદિ. ૮

---

## પદ ૬૯ મું.

### ( રાગ—સંસારમાં સાર કશુ નહિ. )

જીવ તું છે સત્ય દેશનો, દેશ તારો સંભારી;
તૈયારી કરને તું ત્યાં જવા, શીદ બન્યો છે સંસારી. જીવતું. ૧
દેશ તારો રળીઆમણો, શોભા ઘણી છે તેની;
તેને ભૂલી અહિં આવીઓ, ઇચ્છા કર હવે એની. જીવતું. ૨

આવ્યો કમાઇ તું કરવા, ઉલટી ખોટ કમાયો;
આતમ ઓળખ મૂકીને, બહુ બાહેર ધાયો. જીવતું. ૩
દેશ તારો દૂર રહી ગયો, જેમ બહુ તું દોડયો;
હીરો ગુમાવીને હાથથી, કોડી વ્યાપાર જોડયો. જીવતું. ૪
ભોગવે દુઃખ તેથી ઘણાં, રંક થઇ આ સમે;
ચિદ્દઘનાનંદને જાણ્યા વિના, મિથ્યા દેહને દમે. જીવતું. ૫

---

## પદ ૭૦ મું.

### ( રાગ ઉપરનો. )

આતમને જાણ્યા વિના, સર્વે અસાર જાણો;
ધન ધાન્ય પુત્રને નારીમાં, શીદને તમે માણો. આતમ. ૧
બહોળું કુટુંબ આવી મળે, વળી મોટાં ઘરો;
લાજ વધે બહુ લોકમાં, કહે સહુ કોઇ ખરો. આતમ. ૨
બળ હોયે બહુ અંગમાં, દેહ હોય રૂપાળો;
ચક્રવર્તી રાજા બને, માન આપે ભૂપાળો. આતમ. ૩
મેળવી મોટી સિદ્ધિઓ, મૂર્દા મડદાં ઊઠાડે;
વરદાન આપે ભક્તોને, દ્વેષીને બહુ તાડે. આતમ. ૪
સર્વે સમૃદ્ધિ માયા તણી, નાશ રૂપ પ્રમાણો;
ચિદ્દઘન આનંદ આતમા, એથી અળગો જાણો. આતમ. ૫

---

## પદ ૭૧ મું.

### ( રાગ ઉપરનો )

એક પર્વત એવો રૂડો છે, જેમાં બહુ બન્યા બાગો;
ખીલ્યાં વૃક્ષો બહુ જાતનાં, જાય કોઇથી ન ત્યાગો. એક. ૧

પુષ્પો બહુ બહુ રંગનાં, ફળ ઘણાં છે તેમાં;
અવળા સવળા બહુ મારગો, દીસે જોતાં એમાં. એક. ૨
વાઘ વરૂને વળી વાંદરાં, ઘણાં હાથીનાં ટોળાં;
અજગર મોટા આથડે, વળી સર્પો છે ભ્હોળા. એક. ૩
બાગ માંહી રાગ રાખીને, જે કોઇ રમવા જાશે;
રમતાં કદિ નહિ આવડે, તેથી દુ:ખીઓ થાશે. એક. ૪
આત્મ: પર્વતને આશરે, રહ્યો સંસાર સઘળો:
ચિદ્દ્ઘન રૂપને ઓળખી, બ્રહ્મ વિષે ભળો. એક. ૫

---

## પદ ૭૨ મું.

( રાગ ઉપરનો. )

સદ્ગુરૂ શરણે જઇને, પ્રેમે કરને તું સેવા;
નિષ્કપટ ભાવ આણીને, સેવો સદ્ગુરૂ દેવા. સદ્ગુરૂ. ૧
ગુરૂ જ્ઞાનબુદ્ધિ આપશે, જાશે સઘળા રોગો;
બાંધશે નહિ કદિ તુજને; આ જગતના ભોગો. સદ્ગુરૂ. ૨
એ બુદ્ધિ જેણે મેળવી, થયા તે બહુ સુખિયા;
અળગા રહ્યા જેઓ એ થકી, થયા ભવોભવ દુ:ખિયા. સદ્ગુરૂ. ૩
જનકે દીધી શુકદેવને, વશિષ્ઠથી લીધી રામે;
શુકે આપી પરીક્ષિતને, પમાડયા સત ધામે. સદ્ગુરૂ. ૪
કરૂણા કરી શ્રી કૃષ્ણજીએ, એતો અર્જુનને આપી:
જ્ઞાન સમાધિ ચડાવીને, દીધા ચિદ્દ્ઘનમાં સ્થાપી. સદ્ગુરૂ. ૫

---

## પદ ૭૩ મું.

( રાગ પ્રભાત. )

જ્ઞાનીના રંગ અનેક જાણી, સમજો તો સારૂં;
તેમનાં વિષે નિયમ શોધો, એ છે અંધારૂં. જ્ઞાનીના. ૧

કોઇ સમે તે જ્ઞાની થઇને, બતાવે મોક્ષ બારૂં;
કોઈ સમે દેખાડે પોતામાં, અજ્ઞાન અંધારૂં. જ્ઞાનીના. ૨

પડી પ્રવાહમાં કોઇ વખતે, કામ કરે સારૂં;
પ્રારબ્ધ યોગમાં આવી પડતાં, કરે છે નઠારૂં. જ્ઞાનીના. ૩

કર્મ પ્રમાણે દેહની ક્રિયા, નથી હું ને મારૂં;
ચિદ્દઘનાનંદ સ્વરૂપ સમજે, સર્વ છે ન્યારૂં. જ્ઞાનીના. ૪

---

## પદ ૭૪ મું.

( રાગ ઉપરનો. )

જ્ઞાની ભક્તનાં લક્ષણ સાથે, ક્રિયા તેની કેવી:
કરે સમદ્રષ્ટિ વૃત્તિથી સઘળી લાગે હસ્યા જેવી. જ્ઞાની. ૧

કોઈ સમે એ હસેને કૂદે, રાગીના જેવું;
વર્તનથી જાણે હોય વિરાગી, કર્મ કરે તેવું. જ્ઞાની. ૨

કોઈ સમે તે ગાવા લાગે નિજ પ્રભુ સેવી:
રડવા બેસે વિરહી બનીને, પ્રેમ વૃત્તિ એવી. જ્ઞાની. ૩

અલૌકિક ક્રિયા છે તેની, સમજાય ના તેવી;
ચિદ્દઘનાનંદ બ્રહ્મસ્વરૂપની, અકલિત કલા એવી. જ્ઞાની. ૪

---

## પદ ૭૫ મું.

( રાગ ઉપરનો. )

જ્ઞાની પુરૂષનાં વચન માને, તેથી સુખ થાશે;
અજ્ઞાન હશે જે અનેક જન્મનું, તે તો નાશી જાશે. જ્ઞાની. ૧
સંસારનો સંતપ્ત પાવક, એ થકી ઓલવાશે;
શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ, તારા અંતરમાં થાશે. જ્ઞાની. ૨
દુઃખદાઇ દુર્ગુણો તારા, દૂર તો પળાશે;
વિષમ વિપદ્ આવી પડતાં, ધીરજ ધરાશે. જ્ઞાની. ૩
અવિનાશી અજન્મા તારો, આતમ ઓળખાશે;
**ચિદ્દઘનાનંદ** સહજે થાતાં, સ્વરૂપ સમજાશે. જ્ઞાની. ૪

---

## પદ ૭૬ મું.

( રાગ ઉપરનો. )

જે જીવે સંતોને સેવ્યા, લાભ તેણે લીધો;
અન્ય જીવોએ મનુષ્ય જન્મ, ગુમાવી દીધો. જે જીવે. ૧
સત્સંગ સેવ્યાથી જીવને, માર્ગ મળે સીધો;
મેલ મૂકીને સદ્દગુરૂ શરણે, જાતાં રસ પીધો. જે જીવે. ૨
સંતે મહાવાક્ય સંભળાવી, બ્રહ્મરૂપે કીધો;
અંધારા કૂવામાંથી તુને, બ્હાર ખેંચી લીધો. જે જીવે. ૩
બ્રહ્મા શકે નહિ ભાગ્ય વખાણી, જન્મ સફલ કીધો;
**ચિદ્દઘનાનંદ** સ્વરૂપ પામી, લાવો પૂરો લીધો. જે જીવે. ૪

---

## પદ ૭૭ મું.

( રાગ ગરબી. )

ભજોરે તમે ભાવે જગતપિતા, સુણો રૂડાં ભાગવતને ગીતા;
તે જાણો તમે જગત્ જીત્યા, ભજોરે તમે ભાવે. ૧

નેહે નિરખો શ્રી હરિલીલા, સદાએ બની વિચારશીલા;
રહેશો નહિ આ વખતે ઢીલા, ભજોરે તમે ભાવે. ૨
ગયો અવસર પાછો નહિ આવે, કરો સાચી કમાઇ તો ફાવે,
નહિ કાળ તમોને સતાવે. ભજોરે તમે ભાવે. ૩
કરો કમ્મર બાંધીને તૈયારી, ઓળખી લ્યો શ્રી વ્રજવિહારી;
મનની આશ બધી મારી, ભજોરે તમે ભાવે. ૪
બાજીગરના જેવી જગબાજી, દેખી તેને શું થાઓ રાજી;
રહો સ્વસ્વરૂપમાં બિરાજી, ભજોરે તમે ભાવે. ૫
સહુ સંસાર કલ્પના તમારી, રહી છે તે આશ્રયને ધારી;
એ ઊંડું જુઓને વિચારી, ભજોરે તમે ભાવે. ૬
તમે શત્રુ તમારા છો જાતે, મિત્ર પણ તમારા છો પોતે;
વિષય સેવા; શ્રી હરિને ગાતે, ભજોરે તમે ભાવે. ૭
મન મંડપમાં ગુંચાયા છો ભારી, માટે તમે રાખો તેને વારી;
આશ્રય એક ચિદ્‌ઘનનો ધારી, ભજોરે તમે ભાવે. ૮

---

## પદ ૭૮ મું.

### ( રાગ ગરબી. )

રાખોને તમે ગુણ ક્ષમા રૂડો, કાઢીને તે ક્રોધ બહુ કૂડો;
સ્વભાવ ન રાખશો ભૂંડો. રાખોને૦ ૧
ક્ષમાનો છે મહિમા બહુ મોટો, જેને આવ્યો તેને શો તોટો;
નથી જગમાં કોઈ એનો જોટો. રાખોને૦ ૨
ક્ષમા અંતરમાં જેના આવે, ગુણ બીજા તે ખેંચી લાવે;
લણે સર્વ જીવો જેવું વાવે. રાખોને૦ ૩
જ્ઞાની જન પણ ક્ષમા થકી શોભે, માટે મેળવવાને મન લોભે;
દ્વેષ મૂળ ત્યાં પામે છે ક્ષોભે. રાખોને૦ ૪

ક્ષમા તપસ્વી કેરૂં તપ જાણો, સહુ સિદ્ધિ તેથી પરમાણો;
સહુ જગત્ તેનાથી વશ આણો. રાખોને૦ ૫
ક્ષમા વીર પુરૂષને વશ રાખે, તેની પાસે બળ કોઇ નવ દાખે;
કટુ વચન કદિ નવ ભાખે. રાખોને૦ ૬
ક્ષમા ધર્મ બીજ નક્કી જાણો, ક્ષમાથી વૃદ્ધિ તેની પરમાણો;
માટે અંતરમાં એને આણો. રાખોને૦ ૭
ક્ષમા માંહે મન મારૂં રાચ્યું, તેથી પ્રભુ પાસે તે યાચ્યું;
ચિદ્‌ઘન રૂપ વિના સર્વ કાચું. રાખોને૦ ૮

---

## પદ ૭૯ મું.

### ( રાગ ઉપરનો )

બ્રહ્મરૂપ તમે ખોળી કાઢો, એની આડો સંસાર છે ગાઢો;
જ્ઞાન ખડગ વડે તેને વાઢો. બ્રહ્મરૂપ૦ ૧
સંસાર છે આ સ્વપ્ના સરખો, તેને માની સાચો શીદ હરખો;
તેનું અધિષ્ઠાન તમે નિરખો. બ્રહ્મરૂપ૦ ૨
રચી રચના સહુ જોયા જેવી, ભાસે છે સાચી હોય તેવી;
પણ નક્કી શશનાશૃંગ જેવી. બ્રહ્મરૂપ૦ ૩
જેના મનમાં એ વૃત્તિ થાશે, તેને મિથ્યા સઘળું સમજાશે;
પછી કેમ તેમાં તે બંધાશે. બ્રહ્મરૂપ૦ ૪
બ્રહ્માનંદ સર્વ થકી મોટો, તેમાં નથી વૃદ્ધિ કે તોટો;
જોતાં એનો કોઇ નથી જોટો. બ્રહ્મરૂપ૦ ૫
જેના આનંદના એક લેશ થકી, સહુ વિશ્વ સુખી ભાસે છે નક્કી;
તેમાં નિષ્ઠા રાખો તમે તો પક્કી. બ્રહ્મરૂપ૦ ૬

હરિગુરૂ તણી છે દયા જેને, મળે સાચો લાભ સદા તેને;
બ્રહ્મરૂપ મળે સહજે એને. બ્રહ્મરૂપ૦ ૭
તેનું સુખ કહ્યામાં નવ આવે, મન વાણી અગોચર કહાવે;
ચિદ્દઘન આનંદમાં સમાવે. બ્રહ્મરૂપ૦ ૮

---

## પદ ૮૦ મું.

### ( રાગ ઉપરનો. )

બ્રહ્મજ્ઞાન તમે ઉત્તમ જાણો, ભાવ ધરી તેને મનમાં આણો;
જગદષ્ટિ તમે કદિ નવ તાણો. બ્રહ્મજ્ઞાન૦ ૧
કંઇ બીજું પવિત્ર નહિ એવું, જે જીવને શુદ્ધ કરે તેવું;
માટે યત્ન કરી એને લેવું. બ્રહ્મજ્ઞાન૦ ૨
સર્વ ભૂતોને તો અભય દીજે, રૂપ પોતાનું જાણી લીજે;
નિજમનને તેમાં સ્થીર કીજે. બ્રહ્મજ્ઞાન૦ ૩
એનું રૂપ સદાએ અવિનાશી, તે જાણી ટળે છે યમ ફાંસી;
એમાં બદરી, કેદારને કાશી. બ્રહ્મજ્ઞાન૦ ૪
એના વિનાનાં સાધન એવાં, વર વિનાની જાનના જેવાં;
તેથી મળશે નહિ સાચા મેવા. બ્રહ્મજ્ઞાન૦ ૫
સુખ દુઃખ સરખાં પરમાણો, નાશવંત એ બેઉને જાણો;
તેથી હર્ષ શોક મન ના આણો. બ્રહ્મજ્ઞાન૦ ૬
આત્મજ્ઞાન એથી ઓળખાશે, રાગદ્વેષ મૂળ ટળી જાશે;
ત્યારે સરવે સરખું સમજાશે. બ્રહ્મજ્ઞાન૦ ૭
એ વૃત્તિ જે કોઇ જન રાખે, બ્રહ્મરૂપ પોતે વેદની શાખે;
ચિદ્દઘન હું એવું તે ભાખે. બ્રહ્મજ્ઞાન૦ ૮

---

## પદ ૮૧ મું.

### ( ઇશ્વર સ્તુતિ. )

ઇશ્વર સુણજો આપરે હો નાથજી,
 વિનંતી કરૂં છું બાપરે હો નાથજી. ૧
છે આ ઘોર સંસારરે હો નાથજી,
 આપ છો જગતના નાથરે હો નાથજી. ૨
ઊગારો ઝાલી હાથરે હો નાથજી,
 તેમાં તપું છું વારંવારરે હો નાથજી. ૩
તમો પ્રભુજી દયાળરે હો નાથજી,
 અકળાય અતિ આ બાળરે હો નાથજી. ૪
મને સુખ કહિં નવ થાયરે હો નાથજી,
 દુઃખ સર્વત્ર દેખાયરે હો નાથજી. ૫
મને ઘરમાં ભાસે બહુ દુઃખરે હો નાથજી
 નથી ત્યાગ વિષે કંઇ સુખરે હો નાથજી. ૬
કરે ગૃહસ્થાશ્રમ જેહરે હો નાથજી,
 બહુ શ્રમમાં પડે છે તેહરે હો નાથજી. ૭
નારીની ઇચ્છા વળી થાયરે હો નાથજી,
 જેથી ઘર રૂડું બંધાયરે હો નાથજી. ૮
નારી માટે છે ધનનું કામરે હો નાથજી,
 મન દોડે છે લેવાને દામરે હો નાથજી. ૯
રાત દિવસ બહુ અથડાયરે હો નાથજી,
 સુખે બેશી ભોજન ના થાયરે હો નાથજી. ૧૦
એને ઊંઘ ન આવે જરાયરે હો નાથજી,
 સ્વપ્નાં પણ ધનનાં થાયરે હો નાથજી. ૧૧

ન વિચારે તે પુન્ય કે પાપરે હો નાથજી,
જેમ તેમ ઈચ્છે ધન આપરે હો નાથજી. ૧૨
અગાડે બેઉ લોકનાં સુખરે હો નાથજી,
રહે ધર્મમારગથી વિમુખરે હો નાથજી. ૧૩
કદિ નસીબમાં લખ્યું હોયરે હો નાથજી,
પામે છે ધનને જન કોઇરે હો નાથજી, ૧૪
ધન નારી મળે તેને આવીરે હો નાથજી,
તોયે સુખમાં શકે નહિ ફાવીરે હો નાથજી ૧૫
વેઠે ચિન્તા નીચું કરી મુખરે હો નાથજી,
ગણું કેમ કરી એહ સુખરે હો નાથજી. ૧૬
એમ ગૃહસ્થાશ્રમની માંહ્યરે હો નાથજી,
સુખ દેખાતું નથી કાંઇરે હો નાથજી. ૧૭
મન મારૂં તે થકી મુંઝાયરે હો નાથજી,
કરો શ્રીહરિ હવે સહાયરે હો નાથજી. ૧૮
સમજ્યા વિના ત્યાગ કરે જેહરે હો નાથજી,
નથી સુખીઆ દેખાતા તેહરે હો નાથજી. ૧૯
નિત્ય શરીરનો નિરવાહરે હો નાથજી,
તેની અંતરમાં રહે ચાહરે હો નાથજી. ૨૦
હોયે જડિત પ્રકૃતિ જેહરે હો નાથજી,
કદિ ટાળી ટળે નહિ તેહરે હો નાથજી. ૨૧
જે સમે વસ્તુ જોઇએ જેહરે હો નાથજી,
તે સમે મળે નહિ તેહરે હો નાથજી. ૨૨
આશા અંતર પરની થાયેરે હો નાથજી,
સિદ્ધિ માટે કરે છે ઉપાયરે હો નાથજી. ૨૩

શુભ અશુભ કરે છે કર્મરે હો નાથજી,
તેથી ભૂલે છે પોતાનો ધર્મરે હો નાથજી. ૨૪
એમ બગડે લોકો એના બેઉરે હો નાથજી,
એમાં સુખ કહો કહાં છેયરે હો નાથજી. ૨૫
ગામ:માંહે ભાસે પણ દુ:ખરે હો નાથજી,
વનવસે કદિ ન્હોયે સુખરે હો નાથજી. ૨૬
કદિ કરીએ લોકોનો સંગરે હો નાથજી,
તહાં થાય છે રંગમાં ભંગરે હો નાથજી. ૨૭
સંગ છોડયો કદિ નવ જાયરે હો નાથજી,
છોડી દેતાં દુ:ખ બહુ થાયરે હો નાથજી. ૨૮
આજીવિકા એ લોકોની સાથરે હો નાથજી,
જોડી જગના આરંભેથી નાથરે હો નાથજી. ૨૯
સંસારતણી ક્રિયા માંહીરે હો નાથજી,
કશી દેખાય ના સુખછાયરે હો નાથજી. ૩૦
એક આપની અભેદ ભક્તિરે હો નાથજી,
સાચા સુખની એછે શક્તિરે હો નાથજી. ૩૧
અન્યનભક્તિ જ્ઞાનરૂપરે હો નાથજી,
તે તો સર્વ થકી છે અનૂપરે હો નાથજી. ૩૨
ભક્તિ કરવા ઇચ્છે જ્યારે મનરે હો નાથજી,
આવે માયિક તેમાં વિઘનરે હો નાથજી. ૩૩
માયા તમારી બળવાનરે હો નાથજી,
મને સદ્ય ભૂલાવે છે ભાનરે હો નાથજી, ૩૪
મારા એકથી ન જીતાયરે હો નાથજી,
જીતવાનો જડે ન ઉપાય હો નાથજી. ૩૫

દયા દેવ તમારી જો થાયરે હો નાથજી,
માયા સહજે દૂર પળાયરે હો નાથજી. ૩૬
એવું જાણી જોડીને હાથરે હો નાથજી,
આવી શરણે પડયો જગતાતરે હો નાથજી. ૩૭
તજી સર્વાભિમાની ઉપાયરે હો નાથજી,
હવે માગું તમારી સ્હાયરે હો નાથજી. ૩૮
જવા સેવકના સંતાપરે હો નાથજી,
વારો આપની માયાને આપરે હો નાથજી. ૩૯
આવો દર્શન દેવમોરારરે હો નાથજી,
જેથી જાય સમૂળ સંસારરે હો નાથજી. ૪૦
સુણો અરજી શ્રી ચિદ્‌ઘનાનંદરે હો નાથજી,
કહું મનમાં આણીને આનંદરે હો નાથજી. ૪૧
ગાયે અરજી કો આણી ઉલ્લાસરે હો નાથજી,
તેનો થાય સ્વરૂપમાં વાસરે હો નાથજી. ૪૨

---

## પદ ૮૨ મું.

( રાગ—ધન્ય જેણે જીભે હરિ ગુણ ગાયારે. )

હરિજન જોને મન વિચારી માયારે.
પરથમ માયા જાણતું તારી કાયારે;
પલકે પલકે પરિણામ તેનું થાયરે,
તે કારણથી માયા તે કહેવાયરે. ૧
તેમાં હું ને મારૂં જો,:મનાયરે,
ત્યારે તેને બંધન રૂપ કહેવાયરે;
મનુષ્ય દેહે જ્ઞાન હરિનું થાયરે,
તેમાં કાયા સ્હાય રૂપ કહેવાયરે. ૨

માયા ને કંઇ દોશ દઇશ ન ભાઇરે,
હરિ ભજવાનું કામ તેનાથી થાયરે;
સત્સંગ કરીને લે તું મન વિચારરે,
તેથી તારો સફળ થાય અવતારરે. ૩

સર્વ દેહમાં માનવ દેહ છે સારરે,
પુણ્ય વિના તે મળે ન વારંવારરે;
એવું સમજી શુરવીર થઇ આવારરે;
ચિદ્‌ઘન આનંદ હું છું કર ઉચ્ચારરે. ૪

---

## પદ ૮૩ મું.

( રાગ ઉપરનો. )

પ્રભુએ આપ્યો ધનીઓને અધિકારરે,
પાળો ધનથી જીવોને કરી પ્યારરે;
જો ભૂલ્યા તમે એહ તમારૂં કામરે,
પ્રભુઅપસથી થાશો તમે તમામરે. ૧

કેમ સહેવાશે જબરા જમના મારરે,
માટે માનો સત્યવચન આ સારરે;
આવે અતિથિ તેને આપો માનરે,
મનમાં જાણો ઇશ્વરની સમાનરે. ૨
સદ્‌ગુરૂ સંતને તેડી લાવો ઘેરરે,
સેવા કરતાં થાશે લીલા લહેરરે;
ગરીબગરબાંની રાખો સંભાળરે,
મનથી સમજો પરમેશ્વરનાં બાળરે. ૩

જડ ચૈતનમાં વ્યાપક બ્રહ્મને જાણીરે,
સેવો સહુને ભેલટ અંતર આણીરે;
એમ કરવાથી રાજી થશે રઘુરાયરે,
અંતે જઇને ચિદ્દ્ઘનમાં તે સમાયરે. ૪

---

## પદ ૮૪ મું.

( રાગ ઉપરનો. )

તૃષ્ણા જેના અંતરમાં ઊભરાયરે,
જન્મ જન્મમાં દરિદ્રી તે જન થાયરે;
એવી અનાદિ ઇશ્વરની છે નીતિરે.
જન્મે ત્યાં જેમાં છે તેની પ્રીતિરે. ૧
રાગ દ્વેષથી સમરણ જેનું થાએરે,
નક્કી છેલ્લે તેજ રૂપે જન્માયરે;
માટે ધનમાં ઓછી રાખો પ્રીતિરે,
વાપરો તેને ચિત્ત વિચારી રીતિરે. ૨
સાચો સ્વાર્થ તમે શક્યા ના જાણીરે,
માટે સુણો વેદ શાસ્ત્રની વાણીરે;
ખાવ પીઓને ધન ખરચોને હાથેરે,
સ્વાર્થ ખરો એ નક્કી આવે સાથેરે. ૩
જો ધનને કંઇ ભેળું કરશો ભાઇરે,
સર્પ બનીને સાંચવશોજ સદાયરે;
માટે ધનને વાપરી જાણો સ્નેહેરે,
ચિદ્દ્ઘન રૂપમાં મળશે અંતર દેહેરે. ૪

---

## પદ ૯૫ મું.

(રાગ ઉપરનો.)

ધનવાનો તમે ધનના મોહને મૂકોરે,
આવ્યો આવો ઉત્તમદાવ ન ચૂકોરે;
નહિ તો છેવટ કરશે એજ ફજેતોરે,
તે માટે તમે પરથમથી ચટ ચેતોરે. ૧
અંતે છોડી જાવું પડશે ભાઇરે,
ત્યારે તમને તેજ થશે દુઃખદાઇરે;
કોઈ નિમિત્તે વિયોગ નક્કી થાશેરે,
કાંતો જઈશું આપણ કાં એ જાશેરે. ૨
રહે વાસના તેની મનમાં જ્યારેરે,
જનમ મરણ આવીને વળગે ત્યારેરે;
તેથી તમને નડશે દુઃખની ઘાંટીરે,
ધન તમારૂં સેવે અહિંની માટીરે. ૩
સગાં સંબંધી સાથ ન આપે કોડીરે,
પાપકૂપમાં શીદ પડો છો દોડીરે;
ધન દાનેથી ચિત્તશુદ્ધિ થાયરે,
જ્ઞાન થતાં તો ચિદ્ઘનને ઓળખાયરે. ૪

---

## પદ ૯૬ મું.

(રાગ ઉપરનો.)

ઉદારતાનાં શાં શાં કરૂં વખાણુરે,
ચૌદ લોકની સંપત્તિની ખાણુરે;
કલ્પવૃક્ષ આત્માને જાણો ભાઇરે,
તેને આશ્રય રહે જો ચિત્ત સદાઇરે. ૧

ત્યારે સિદ્ધિ સંકલ્પોની થાએરે,
જેવું ધારે તેવું સદ્ય જણાયેરે;
ઉદારતા અંતરમાં જો દૃઢ આવેરે,
સર્વે પદારથ નક્કી તે જન પાવેરે. ૨

જે વસ્તુનું જ્યારે પડશે કામરે,
તેને સઘળી પૂરી પાડે રામરે;
ઉદારતા છે સુખતણી દેનારીરે,
માટે સેવો સ્નેહે નરને નારીરે. ૩

સમજણપૂર્વક ધનને જો વપરાએરે,
ઉદારતાનું લક્ષણ એજ ગણાએરે;
તેથી મનની કૃપણતા સહુ જાએરે,
માયા ટળતાં **ચિદ્દઘન** રૂપે થાએરે. ૪

---

## પદ ૮૭ મું.

( રાગ—ઓધવજી સદેશો. )

દયા કરીને હેવે તારા ઉપરે,
આપ્યો સાચા સદ્દગુરૂ કેરો સંગજો;
અધિકારી થઇ લેજે એને ઓળખી,
તેથી લાગે હરિનો હૃદયે રંગજો. દયા. ૧

પુન્ય પ્રકટયું છે તારૂં પેલા જન્મનું,
સેવી લે તું આણી ઉર ઉમંગજો;
ગુરૂ સેવા એ સાધન સહુમાં શ્રેષ્ઠ છે,
બીજાં સાધન કાચ તણાં છે નંગજો. દયા. ૨

હરિ ન મળશે કર્મો કરવાથી ઘણાં,
તેમાં તો છે મોટી માથા કૂટજો;
સકામ કર્મો સર્વે માઇક ધર્મ છે,
નિષ્કામી થઇ તેમાંથી તું છૂટજો. દયા. ૩

દયા કરીને ગુરૂજી તુજને આપશે,
ઉત્તમ અનુભવ બ્રહ્મવિદ્યા ઉપદેશજો;
સંશય તારા મનના છેદી નાખશે,
તેથી જાશે તારા પંચ કલેશજો. દયા. ૪

અહંતા તારી જડથી જાશે ઉખડી,
મમતા કેરાં છેદાશે સહુ મૂળજો;
તત્ત્વમસીની ટકોર તુજને વાગતાં,
ચિદ્‌ઘન માંહે જીવ ભાવ થશે ડૂલજો. દયા. ૫

---

## પદ ૮૮ મું.

### ( રાગ ઉપરનો. )

સ્વરૂપ સુખને મુખથી કેમ કરી કહું,
જગમાં તેતો સદા ગણાય અનૂપજો;
પહોંચી શકે ના મનવાણી તેને કદિ,
સમજો સાને એવું સુખસ્વરૂપજો. સ્વરૂપ. ૧

અખંડ એ તો અદ્‌ભૂત આનંદરૂપ છે,
જેના આનંદ લેશે વિશ્વ આનંદજો;
કેમ કરીને કહે કો એના સ્વાદને,
મનમાં સમજી લેશે બ્રહ્માનંદજો. સ્વરૂપ. ૨

મળ વિક્ષેપ જતાં સહુ મનથી વેગળા,
જ્ઞાનવડે કંઇ કરી આવરણુ ભંગજો;
અખંડ આતમરૂપે એજ બની રહે,
પામે જન તે સેજે સુખ અભંગજો. સ્વરૂપ. ૩

જળ કમળવત્ રહે સદાએ જગત્માં,
અડે ન એને પુન્ય અને વળી પાપજો;
જગને સમજે નિજ અંતરમાં એટલું,
રજ્જુ માંનો બ્રાન્તિ કલ્પિત સાપજો. સ્વરૂપ. ૪

શ્રીસદ્ગુરૂજી દયા કરે જે ઉપરે,
તેની પટ અંધારી થાએ નાશજો;
ચિદ્દઘન રૂપે અવલોકે છે એ બધું,
તેને મન છે સઘળો બ્રહ્મવિલાસજો. સ્વરૂપ. ૫

---

## પદ ૮૯ મું.

( રાગ ઉપરનો. )

લક્ષ્ય સ્વરૂપે જોતાં દિસે એકલો,
સત્ ચિદ્ આનંદ પોતે અખંડ અપારજો.
તે કૈવલ્ય વિષે કંઇ કહેવાનું નથી,
કારણ તે છે મન વાણીથી પારજો. લક્ષ્ય. ૧

વાચ્ય અરથને લઇને વેદની વાણીએ,
બહુ પ્રકારે કીધો છે વિસ્તારજો;
एकोऽहं बहुस्यामिति શ્રુતિ વદે,
તેમાંથી તે પ્રકટયો છે સંસારજો. લક્ષ્ય. ૨

નિદ્રામાં સૂતેલો પોતે માનવી,
વિધ વિધ સૃષ્ટિ ઊભી કરે અપારજો;
કાર્ય અને કારણરૂપે તે થાય છે,
વિચારી જોતાં પોતે એક સુનારજો. લક્ષ્ય. ૩

એ દૃષ્ટાન્તને સદ્‌ગુરૂથી સમજી ગ્રહે,
સેવા કરીને પામે પ્રેમ અપારજો;
શ્રવણ મનન નિદિધ્યાસનને તેતો કરે,
તેને મિથ્યા ભાસે છે સંસારજો. લક્ષ્ય. ૪

**કોઽહં** એમ વિચારીને જન જે જુએ,
પામે તે તો પ્રપંચ કેરો પારજો;
અંતર ચક્ષુ સહુજે જાતાં ઊઘડી;
બની રહે તે **શ્રીચિદ્‌ઘન** આકારજો. લક્ષ્ય. ૫

---

## પદ ૯૦ મું.

(રાગ ઉપરનો.)

શરીર શુદ્ધિ કરવાને તું શું મથે,
એ છે મળ ને મૂત્રતણો ભંડારજો.
રૂધિર, અસ્થિ, માંસ, મજ્જા ને મેદ છે,
નજરે જોતાં ભાસે સર્વ અસારજો. શરીર. ૧

ષટ્‌વિકારો વેદ કહે તુજ દેહના,
તેની અહંતા મમતા તું તો ટાલજો;
પુન્ય પાપનો તું જૂદો છે સાક્ષી,
શા માટે તું મનડું તારૂં બાળજો. શરીર. ૨

દેહ પોતાને સમજીને દુઃખ ભોગવે,
શ્વાન ઉપાડે જેમ શકટનો ભારજો;
કરી પુરૂષારથ પામ તું તારા રૂપને,
ફોકટ ફાંફાં મારે શીદ ગમારજો. શરીર. ૩

શુદ્ધ સ્વરૂપ અશુદ્ધ કદિ થાએ નહિ,
અશુદ્ધ દેહ કદિ ન હોયે શુદ્ધજો;
માટે મિથ્યા એ ભ્રમણાને મૂકીને,
જાણીલે તું આત્મા શુદ્ધને બુદ્ધજો; શરીર ૪

ભ્રમણા સમજી છોડીદે તું વેગળી,
દુઃખી છતાં ભૂલીને શું ભટકાયજો;
ચિદ્દઘનમાં ચોડીદે તારા ચિત્તને,
સદ્દગુરૂની સાચી તુજને સહાયજો. શરીર. ૫

---

## પદ ૯૧ મું.

( રાગ—થાળને મળતો. )

પ્રભુજી વારે આવોરે અંતરયામી,
સંતોને સાથે લાવોરે જગના સ્વામી.
મને માયા પીડે ભારીરે અંતરયામી,
પ્રભુ બાંહ્ય ગૃહોને મારીરે જગના સ્વામી. ૧

અપરાધ ઘણા છે મારારે અંતરયામી,
નથી ગાયા ગુણ તમારારે જગના સ્વામી.
હું અભિમાનમાં અંધારે અંતરયામી,
રજની દિન ફુટુંધંધારે જગના સ્વામી. ૨

ધન દારા માન્યાં મારાંરે અંતરયામી,
નથી જાણ્યાં મેં તો તમારાંરે જગના સ્વામી.
કરૂં રાખી ભરોંસે ઘાતોરે અંતરયામી,
સમજાવી મીઠી વાતોરે જગના સ્વામી. ૩

કરૂં કુથલી નિત્ય નઠારીરે અંતરયામી,
નથી રહેતી બીક તમારીરે જગના સ્વામી.
જોશો જો પાપ વિચારીરે અંતરયામી.
નથી ઊગરવાની બારીરે જગના સ્વામી. ૪

માટે લઉંછું માફી માગીરે અંતરયામી,
પ્રભુ પાય તમારે લાગીરે જગના સ્વામી.
ટળે મલીન સ્વભાવ આ મારોરે, અંતરયામી,
કરી દયા આ દીનને તારોરે જગના સ્વામી. ૫

માયા જાએ સહુ નાશીરે અંતરયામી,
રહો અંતર આપ પ્રકાશીરે જગના સ્વામી.
તેથી ઉરમાં થાય અજવાળુંરે અંતરયામી,
પછી **ચિંદ્ઘન** સઘળે ભાળુંરે જગના સ્વામી. ૬

---

## પદ ૯૨ મું.

### ( રાગ ઉપરનો. )

આવ્યું સંકટ વહેલા ધાજોરે, સાચાના સંગી.
હો ભૂખ્યા તો વળતી ખાજોરે પ્રભુજી બહુરંગી.
ભક્તોના જગમાં વેરીરે સાચાના સંગી,
ચોમગથી લે છે ઘેરીરે પ્રભુજી બહુરંગી. ૧

મન વિષય મહિં જઇ માલેરે સાચાના સંગી,
  નયનો નારીને ભાળેરે પ્રભુજી બહુરંગી.
ક્લેશ કારમો ક્રોધ કરાવે રે સાચાના સંગે.
  લોભ ઘણું ભટકાવે રે પ્રભુજી બહુરંગી. ૨

મને મોહ તો દીન બનાવરે સાચાના સંગી,
  મદ વધી અભિમાન ધરાવેરે, પ્રભુજી બહુરંગી.
મત્સર મુજને બહુ બાળેરેસાચાના સંગી,
  સુખીને જોઇ ઉર ઉકાળેરે પ્રભુજી બહુરંગી ૩

નેત્ર રૂપમાં મોહધરાવે સાચાના સંગી,
  જીહવા ખટરસ ખવરાવેરે પ્રભુજી બહુરંગી.
ત્વચા સ્પર્શ માટે તાણેરે સાચાના સંગી,
  ગંધ લેવા જોઇએ ધ્રાણેરે પ્રભુજી બહુરંગી. ૪

શબ્દોને શ્રવણો ચાહેરે સાચાના સંગી,
  મન મળે છે તેની માંહેરે પ્રભુજી બહુરંગી.
બુદ્ધિ પણ એથી બગડીરે સાચાના સંગી,
  અભિમાને નાખ્યો રગડીરે પ્રભુજી બહુરંગી. ૫

સંસાર છે કૂપ અંધારોરે સાચાના સંગી,
  પડયો તેમાં હું નાથ બિચારોરે પ્રભુજી બહુરંગી.
મને શરણું ચિદ્દઘન આપોરે સાચાના સંગી,
  કરી પોતાનો સ્થિર સ્થાપોરે પ્રભુજી બહુરંગી. ૬

---

## પદ ૯૩ મું.

( રાગ—વિઠ્ઠલવર વ્હારે ચડજોરે. )

આ જંગથી હું કંટાળ્યોરે સાધુના સાથી,
આનંદ મેં ક્યાંઈ ન ભાળ્યોરે સાધુના સાથી.
પ્રભુજી મારા જન્મ મરણનાં દુઃખ ભારે,
ઉપાડયાં માથે મારેરે. સાધુ૦ ૧
પ્રભુજી મારા ભૂખને તરસ વેઠી ભારી,
હવે હવે હરિ ઊગારીરે. સાધુ૦ ૨
પ્રભુજી મારા પીડાયો અનેક રોગે,
ઘર ઘાલ્યું ભવના ભોગેરે. સાધુ૦ ૩
પ્રભુજી મારા શેકાયો જઠરાની ઝાળે,
ત્યાંથી છૂટયો બહુ કાળેરે. સાધુ૦ ૪
પ્રભુજી મારા મેઘના બિંદુ ગણાએ,
મારા જન્મ ગણ્યા નવ જાએરે. સાધુ૦ ૫
પ્રભુજી મારા દુઃખના ડુંગર શીર મારે,
વર્ણવું શું વારે વારેરે. સાધુ૦ ૬
પ્રભુજી મારા સઘળી વાતો એ તમે જાણો,
હવે અંત દુઃખનો આણોરે. સાધુ૦ ૭
પ્રભુજી મારા દેખું ના એકે આરો,
આ બેડો ડુબે મારોરે. સાધુ૦ ૮
પ્રભુજી મારા આશરો એક તમારો,
હવે ચિદ્દઘન મુજને તારોરે. સાધુ૦ ૯

## પદ ૯૪ મું.

રાગ ઉપરનો. )

દુરજન મુજને દુઃખ આપેરે, દયાળુ દેવા;
વૃત્તિ ભજનની તે ઉત્થાપેરે. ટેક.
પ્રભુજી મારા સત્સંગમાં આડે આવે;
તેથી મુજને નવ ફાવેરે. દયાળુ૦ ૧
પ્રભુજી મારા નિંદા કરે છે તે ભારી;
નથી બોલતું કાંઈ વિચારીરે. દયાળુ૦ ૨
પ્રભુજી મારા ગણે છે મુજને ગાંડો;
ભાંડે છે ભૂંડું ભાંડોરે. દયાળુ૦ ૩
પ્રભુજી મારા દુષ્ટ ગણીને મુજને મારે;
એમ કરતાં કોઇ ન વારેરે. દયાળુ૦ ૪
પ્રભુજી મારા જથ્થો છે એનો ભારે;
માટે ચઢજો મારી વારેરે. દયાળુ૦ ૫
પ્રભુજી મારા હું છું શરણે તમારે;
તે સંકટ મુજ વિદારેરે. દયાળુ૦ ૬
પ્રભુજી મારા સદ્બુદ્ધિ એને આપો;
કલ્મષ સઘળાંને કાપોરે. દયાળુ૦ ૭
પ્રભુજી મારા આપોને ભક્તિ તમારી;
જાઉં ચરણ કમળ બલિહારીરે. દયાળુ૦ ૮
પ્રભુજી મારા અહંતા મમતાને સહુ મેલે,
પછી ચિદ્ઘન આનંદ રેલેરે. દયાળુ૦ ૯

---

## પદ ૯૫ મું.

( રાગ—ધોળ. જેની સુરતા લાગી છે. )

શ્રદ્ધા બેઠી છે તેની વૃત્તિ ઠરી છે,
જેની શ્રદ્ધા બેઠી છે. ટેક.

સૂર્ય વિનારે જેમ કમળ ના ફૂલે,
સંત વિનાનાં મારાં હૃદય ન ખુલે. જેની૦ ૧

ચકોર શશીવિના અન્યન પેખે,
સંતવિના મારી દૃષ્ટિ ન દેખે. જેની૦ ૨

ચાત્રકની તૃષા મેઘથી ન જાએ,
સંત વચને ચિત્ત શીતળ થાએ. જેની૦ ૩

જલ વિયોગે જેમ માછલી તલખે,
સંત વિના તેમ મનડું વલખે. જેની૦ ૪

ગોપીઓ સહુ જેમ પ્રેમે બંધાણી,
સંત સંગાથે તેમ વૃત્તિ સંધાણી. જેની૦ ૫

શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ સંતને જાણો,
ભાવ ધરીને તેની સંગરે માણો. જેની૦ ૬

એવા ગુરૂજીને શરણેરે જઇએ,
જીવ મટીને ત્યાંતો શિવજ થઇએ. જેની૦ ૭

જ્ઞાન આપીને તે સ્વરૂપ બતાવે,
અહંતા કાપીને પછી કર્મ પતાવે. જેની૦ ૮

ગુરૂ પ્રતાપે ગમ એવીરે પડતાં,
ચિદ્દઘનાનંદે જઇને અડતાં. જેની૦ ૯

---

## પદ ૯૬ મું.

( રાગ—પડવે પિંડ છે કાચોરે. )

પડવે પ્રભુ છે પાસેરે તેને તમે જાણો,
જગ વ્યવહારનો નાતોરે તમે ઓછો તાણો. ૧
બીજે બાળી મૂકોરે વાસના સહુ મેલી,
મનુષ્ય દેહ મળી છેરે છેલ્લામાં છેલ્લી. ૨
ત્રીજે ત્રણે લોકેરે નથી ફરી મળવાની,
તેને ઓળખી લેજોરે બેડી તરવાની. ૩
ચોથે સાધનને સાધીરે સંત સાથે લેજો,
સાચા તેજ ખલાસીરે તેને તનમન દેજો. ૪
પાંચમે પાર ઉતારેરે સહજે ગુરૂદેવા,
સહુ સાધનને છોડીરે કરીએ નિત્ય સેવા. ૫
છઠે સેવા કરતાંરે સુકૃત બહુ વાધે,
પ્રશ્ન પછીથી કરતાંરે જ્ઞાન ધન લાધે, ૬
સાતમે શુદ્ધ હ્રદયમાંરે પ્રકટે અજવાળું.
તેથી સેજે જાયરે તિમિર જે કાળું. ૭
આઠમે અષ્ટ સિદ્ધિનોરે આશ્રય નવ લઇએ,
નેહ નિધિમાં લાગેરે તેને ત્યાગી દઇએ. ૮
નોમે સાક્ષી ન્યારોરે જાણોને પ્રેમે,
દેહ બુદ્ધિને ટાળોરે શ્રતિના નેમે. ૯
દશમે એવી દશાનેરે સહુ સ્નેહે જાણો,
છે જગત શ્રીહરિ સ્વરૂપેરે એવો નિશ્ચય આણો. ૧૦
એકાદશીએ દેખોરે એકજ અવિનાશી,
નિર્ગુણ, નિરાકારજરે જગથી ઉદાસી. ૧૧

આરશે બાહર ભીતરરે તમે પ્રભુ પ્રમાણો,
રૂપ જાણી પોતાનુંરે રાગદ્વેષ ન આણો. ૧૨
તેરશે વિક્રમ સાથેરે જેને લાગી તાળી,
કર્મો સકળ જનમનાંરે તેણે નાખ્યાં બાળી. ૧૩
ચૌદશે સચરાચરમાં તે રહ્યો વ્યાપી,
તે પ્રભુજીને પામા બંધન નાંખો કાપી. ૧૪
પુનમે પ્રારબ્ધ વેગેરે રહે શરીર બાકી,
**ચિદ્દઘને** વૃત્તિ શમશેરે આફરડી થાકી. ૧૫

---

## પદ ૯૭ મું.

( રાગ—ધોળ. )

જાણી જાણી જાણીરે ગુરૂગમ ગતી મેં જાણી. ટેક.
પાર પામ્યા તને પીછાણીરે. ગુરૂ.
અનંત ભુવનનો એક છે કરતા,
તેને શોધવા ચાલ્યો પ્રેમ આણીરે. ગુરૂ૦ ૧
ઇડા પિંગલાને બંધ કરીને,
વૃત્તિ સુષુમણા સાથ સંધાણીરે. ગુરૂ૦ ૨
દ્વાર ખોલીને માંહે પ્રવેશ કીધો,
ત્યારે દેવમાં બુદ્ધિ જોડાણીરે. ગુરૂ૦ ૩
ષટ્ દેવોનાં મેં તો દર્શન કીધાં,
જ્યોતિ આગળ જતાં જણાણીરે. ગુરૂ૦ ૪
રૂપ તો એનું અનુપમ કહીએ,
મન વાણી જ્યાં ખોવાણીરે. ગુરૂ૦ ૫
**ચિદ્દઘન** જોતાં ચિત્ત સમાયું,
સુરતા સ્વરૂપમાં સમાણીરે. ગુરૂ૦ ૬

---

## પદ ૯૮ મું.

( રાગ—તમે નિર્વાણી નંદકુમારે. )

સુખ નથી સંસારની માંહ્યરે, અજ્ઞાની;
તેને લેવાને શીદ જાયરે અજ્ઞાની.

### સાખી.

જળ માનીને ઝાંઝવા, મૃગ તે પીવા જાય;
જળ નહિં તે આભાસ છે, તૃષા ક્યાંથી તેની ઓલવાયરે—અ૦ ૧
તેં સુખ લેવા કારણે, ઉદ્યમ કર્યાં અપાર;
તોપણ સુખ નવ દેખીયું, કરી જોને તું મન વિચારરે—અ૦ ૨
જે જે વસ્તુ જોઇને, સુખ માને મન માંહ્ય;
તે તે વસ્તુને વિષે, પરિણામે દુઃખ તને થાયરે—અ૦ ૩
તોપણ સુખ સમજી રહ્યો, વડું વિષયોની માંહ્ય;
ભીગો જેમ વિષ્ઠા વિશે, સુખમાનીને રાજી થાય રે—અ૦ ૪
માટ સત્સંગત કરી, કરી લે શાસ્ત્ર વિચાર;
ત્યારે સમજાશે તુને, સુખ વિષયોનું અસારરે.—અ૦ ૫
અનિત્ય સમજી એહને, કર તેનો તું ત્યાગ;
અનન્ય ભાવ અંતર ભરી, હરિ ગુરૂ વિષે કર રાગરે—અ૦ ૬
વૃત્તિ બહિરમુખ તૂટતાં, થાએ અંતર મુખ;
વિલાઇ જાતાં વાસના, પછી પામે ચિદ્ઘન સુખરે.—અ૦ ૭

---

## પદ ૯૯ મું.

( રાગ ઉપરનો. )

કર નિશ્ચય મનથી એવોરે. અધિકારી.
હરિ આવે ખેંચાઇને તેવોરે અધિકારી. ટેક.

## સાખી.

પતિવૃત્તા પત્નીતણો, પ્રેમ પતિને પાય;
પતિ વિયોગે તેહને, સુખરૂપ ન કાંઇ જણાયરે. અધિકારી. ૧
ખાન પાન શૃંગારને, ગાન તાનને સેજ;
મ્હેલ ઝરૂખાં માળીઆં, તેને ભાસે છે નિસ્તેજરે. અધિકારી. ૨
તેનું મન જયમ પતિ વિષે, બન્યુ છે તદ્ આકાર;
તેવું ચિત્ત તું તાહરૂં, હરિ વિષે કર એક તારરે. અધિકારી. ૩
સાગરમાંની છીપનો, પ્રેમ બિંદુની સંગ;
સ્વાન્તિના બિંદુ વિના, તેનું ઉઘડેના મુખ્ય અંગરે. અધિકારી. ૪
સદાય જળ માંહે વસે, ગૃહે ન બિંદુ એક;
પ્રાણ ઉપર આવી પડે, પણ તજે ન પોતે ટેકરે, અધિકારી. ૫
નીતિ હરિની એજ છે, કરે ટેકીને સહાય;
તેની તરશ મટાડવા, વરસાદ તુરત ત્યાં થાયરે. અધિકારી. ૬
માટે નિશ્ચય રાખીને, ભજ ભાવે અવિનાશ;
**ચિદ્દ્ઘન** માંહે સમીજતાં, તારી ઊડી જશે સહુ આશરે. અધિકારી. ૭

---

## પદ ૧૦૦ મું.

(રાગ ઉપરનો.)

માયા તજવાની મહેનત મેલરે. મૂઢ પ્રાણી.
એતો તજવાની નથી સહેલરે. મૂઢપ્રાણી. ટેક.

## સાખી.

ઘટ માટીથી નિપજ્યો, માટી તેની માંહ્ય.
તેને જૂદાં કરવા મથે, તેનું ડહાપણ કેવું ગણાયરે. મૂઢ. ૧
માયાના ત્રણ ગુણથી, થયો સર્વ સંસાર;
દેહરૂપે તું તેજ છો, ત્યાગી શકીશ નહિ નિરધારરે. મૂઢ. ૨

જાતે ક્રિયા જે નવ બને, તેને કરવા જાય;
મિથ્યા મહેનત તે કરી, પછી પાછળથી પસ્તાયરે. મૂઢ. ૩
અનન્ત બ્રહ્માંડ ઊભાં કરે, એક પલકમાં એજ;
ભાન ભૂલાવીં સર્વને, અથડાવે છે જગમાં તેજરે. મૂઢ. ૪
જીવરૂપે તું જીતવા, જાય એ તારો વાંક;
જીતી શકે નહિ એકલો, તું જાતે છે બાપુ રાંકરે. મૂઢ. ૫
લે ઈશ્વરનો આશરો, એ એને આધીન;
ભાર ફેંકી દે શીરનો, તેમાં થઈજા તું તલ્લીનરે. મૂઢ. ૬
ઈશ્વરને શરણે જતાં, સહજે અળગી થાય;
દુઃખને તે દેખે નહિ, એતો **ચિદ્દ્ઘનાનંદ**માં ન્હાયરે. મૂઢ. ૭

---

## પદ ૧૦૧ મું.

### ( રાગ ઉપરનો. )

શરણુ લેવાને યોગ્ય સાકારરે; શ્રીગુરૂજી.
ઈશ્વર પોતે છો જગદાધારરે. શ્રીગુરૂજી. ટેક.

### સાખી

તમને મૂકી જીવજે, બીજો શોધે ઇશ;
તે પામર ભટકે ઘણું, પણ દેખેના જગદીશરે. શ્રીગુરૂજી. ૧
બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ છે, વદે છે એવું વેદ;
સમજે શાણા કોઇએ, મૂઢ જાણે ન તેનો ભેદરે. શ્રીગુરૂજી. ૨
ગીતામાં શ્રી કૃષ્ણજી, અર્જુન પાસે ગાય;
જ્ઞાનીમારો આતમાં, તેમાં ભેદ નથી જરાયરે. શ્રીગુરૂજી. ૩

ગુરૂજી ગોવિંદરૂપ છે, કહે સર્વ કોઇ સંત;
એ પ્રમાણુથી માન્યું મેં, ગુરૂ ઇશ્વર છે નિ:શંકરે. શ્રીગુરૂજી. ૪
હવે ત્યજીને આપને, ભટકું ના ભવકૂપ:
ગણી પોતાનો હે પ્રભુ, આપો શરણુ તમારૂં અનૂપરે. શ્રીગુરૂજી.૫
અન્ય સાધન સહુ પાંગળાં, સદ્દગુરૂસેવા પાસ;
અનન્ય પુણ્ય ઉદય થતાં, સેવે ગુરૂજીને થઇ દાસરે. શ્રીગુરૂજી.૬
સાચા ગુરૂના દાસને, ઉભય લોક આનંદ;
માણે છે સહુ વિશ્વમાં, તે તો ચિદ્દઘન પરમાનંદરે. શ્રીગુરૂજી.૭

---

## પદ ૧૦૨ મું.

( રાગ—વૃન્દાવન મોરલી વાગે છે. )

બેડો છે રે બેડો છે,
તરવાનો મનુષ્ય દેહ બેડો છે.
પ્રભુ ભજાયતો છેડો છે. તરવાનો. ૧
પરમ ધામમાં જવું હોયતો,
જવાનો એ કેડો છે. તરવાનો. ૨
પ્રેમે કરીને કોઈ ભજે પ્રભુજી,
તેનો આ દેહ નિવેડો છે. તરવાનો. ૩
સંત ખલાસી પાર ઉતારે,
જેણે કરેલો હેડો છે. તરવાનો. ૪
ચડયા પછી ના પડે ઊતરવું,
એવો પ્રભુ ધામ મેડો છે. તરવાનો. ૫
આશા નદી જ્યાંથી શકે ન તાણી,
ચિદ્દઘન એવો બેડો છે. તરવાનો. ૬

---

## પદ ૧૦૩ મું.

( રાગ ઉપરનો. )

જાગે છે રે જાગે છે સદ્‌ગુરૂના શબ્દે જાગે છે. ટેક.
અધિકારીને શબ્દ બાણ વાગે છે. સદ્‌ગુરૂ. ૧
શ્રીસદ્‌ગુરૂને શરણે જાતાં, પાપો સઘળાં ભાગે છે. સદ્‌ગુરૂ. ૨
સર્વે તીરથ શ્રીસદ્‌ગુરૂ શરણે, ત્યાં મન મારૂં લાગે છે. સદ્‌ગુરૂ
સાચાભાવથી સેવા કરીને, જ્ઞાન અધિકારી માગે છે. સદ્‌ગુરૂ. ૪
ગુરૂ શબ્દોનો વિચાર કરતાં, અજ્ઞાન નિદ્રા ભાગે છે. સદ્‌ગુરૂ. ૫
ગુરૂ પ્રતાપે હૃદય ઉઘડતાં, **ચિદ્‌ઘન** જ્યોતિ જાગે છે. સદ્‌ગુરૂ. ૬

---

## પદ ૧૦૪ મું.

( રાગ ઉપરનો. )

જાણે છે રે જાણે છે સત્સંગનો મહિમા જે જાણે છે. ટેક.
મહાસુખ તે તો માણે છે. સત્સંગનો. ૧
જે જે વસ્તુઓ દુર્લભ સંસારમાં, તે તે સહજે આણે છે. સ૦ ૨
સત્સંગનો છે લાભજ મોટો, કરવાનો આ ટાણે છે. સ૦ ૩
બ્રહ્મા, વિષ્ણુ, શિવ સનકાદિ, શેષને શારદા વખાણે છે. સ૦ ૪
સત્સંગ સેવ્યો હોય છે જેણે, સત્યનો પક્ષ એ તાણે છે. સ૦ ૫
સત્સંગમાં જેણે સર્વ સમર્પ્યું, તે **ચિદ્‌ઘન** આનંદ માણે છે. સ૦ ૬

---

## પદ ૧૦૫ મું.

( રાગ ઉપરનો. )

ઘાટી છે રે ઘાટી છે કર્મોની ગતિ બહુ ઘાટી છે. ટેક.
સમજ્યામાં અટપટી આંટી છે. કર્મોની ગતિ. ૧
પાપને પુન્યને પુન્યને પાપ કહે, તેની જીભડી રાંટી છે. કર્મોની.૨

માટે વિચારીને બોલવી વાણી,
વણ સમજ્યો કહે તે ખોટી છે. કર્મોની. ૩
કર્મ ગતિનો મર્મ જે જાણે, મોક્ષે જનારોએ માટી છે. કર્મોની. ૪
ગુરૂએ જેને ગતિ બતાવી, અવિદ્યા એણે દાટી છે. કર્મોની. ૫
બચાવનારી તેની સમજો, ચિદ્દઘન મજબુત ટાટી છે. કર્મોની. ૭

---

## પદ ૧૦૬ મું.

( રાગ ધુન )

માયા પતિ મહાદેવ મારી વારે ચઢો—ટેક.
વારે ચઢોરે શિવ વારે ચઢો માયા પતિ—

### સાખી.

ભયકારક ભવનિધિ મહિં, ડૂબું વારંવાર;
ત્રિભુવનપતિ તારો મુજને, તમેજ છો આધાર. માયા. ૧
અપરાધો મારા નવ જોશો, હે શિવ દીન દયાળ;
કાલો ઘેલો તોપણ હું તો, નાથ તમારો બાળ. માયા. ૨
કામી ક્રોધી લોભી ને વળી, છું માયાનો દાસ;
અતિ અથડાયો હે અવિનાશી, તોડી નાખો પાસ. માયા. ૩
આપવિના અંતર મારામાં, નથી કોઇની આશ;
ભવ ભટકણ છોડાવી ભોળા, રાખો તમારી પાસ. માયા. ૪
અભેદ ભક્તિ આપો ઇશ્વર, અન્ય ન ઇચ્છું કાંઇ;
સદા રહું હું તમ સંગાથે, જેમ દેહને છાય. માયા. ૫
કૂડી કલ્પના છોડી મારૂં, મન થઇ જાએ ચૂપ;
અખંડ એવી લાગે સમાધિ, વૃત્તિ ચિદ્દઘનરૂપ. માયા. ૬

---

## પદ ૧૦૭ મું.

( રાગ. માયા તજવાને શીદ. )

વારે ચઢતાં આવડી શી વારરે ત્રિપુરારી
મને મુંઝવણ થાય અપારરે ત્રિપુરારી. ટેક.

### સાખી.

કોઈને સુખ છે નારમાં, કોઈને ધનથી સુખ
કોઈએ માન્યું પુત્રમાં, મને ત્યાં તો ભાસે છે દુઃખરે. ત્રિ. ૧
કોઈ માને છે માનમાં, લાજમાં માને કોઈ;
ડહાપણુમાં માની ફરે, તેથી સુખમને નવ હોયરે. ત્રિપુ. ૨
બળથી સમજે સુખકો, કોઈ રૂપની માંહ્ય;
કોઈએ ગણ્યું શૃંગારમાં, મને સુખ તહાં નવ થાયરે. ત્રિપુ. ૩
ખટ રસમાં સુખકો ગણે, કઈ ઉદ્યમથી વીર;
રૂડાં વાહન દેખીને, કોઈ સમજે છે સુખ અધીરરે. ત્રિપુ. ૪
ગાયનમાં કોઈ મસ્ત છે, કોઈ ગંધની માંહ્ય;
નાટક ચેટકમાં કઈ સુખી, તેથી સુખમને નવ થાયરે. ત્રિપુ. ૫
માયિક સુખને આશરે, જીવે છે જગ જીવ;
મિથ્યા ભાસે મુજને, તેથી કેમ કરી જીવું શિવરે. ત્રિપુ. ૬
આનંદથી અળગો પડી, જીવથી નવ જીવાય;
માટે આનંદ રૂપ આપીને, મને જીવાડો જગરાયરે. ત્રિપુ. ૭
આનંદરૂપ પ્રભુ આપ છો, વદતા એવું વેદ;
દર્શન આપો શ્રી હરિ, મારા પ્રાણનો થાશે છેદરે. ત્રિપુ. ૮
અપરાધ સામું જોશો નહિ, લ્યો મારી સંભાળ;
વૃષભવાહનપર ચઢી, આવો શંભુજીતતકાળરે. ત્રિપુ. ૯

દેવ તમારાં દર્શ વિણુ, ઉભય લોકથી ભ્રષ્ટ,
પોતાનો ગણી પાળવા, મને દર્શન આપો ઈષ્ટરે. ત્રિપુ. ૧૦
નીરખી તમને નાથજી, કીટ ભ્રમરની પેર;
તમે રૂપે થઇને રહું, આવે **ચિદ્દઘન** આનંદ લ્હેરરે. ત્રિપુ. ૧૧

---

## પદ ૧૦૮ મું.

( રાગ પ્રભાત—બાપજી પાપમેં કવણ. )

જન્મ જન્મે કર્યાં પાપ તારાં ફળ્યાં,
જીવજો આ સમે આંહી આવી;
આંખો છતાં આંધળો તેણે તુજને કર્યો,
ભવ મહિં ભૂંડી રીતે ભમાવી. જન્મ૦ ૧
બાપદાદા તારા સર્વ ચાલ્યા ગયા,
નજર તારી વડે તેંજ જોયા;
મૃત્યુનો તોય ભય તુને નથી લાગતો,
દિવસ તારા સહુ વૃથા ખોયા. જન્મ૦ ૨
ચેતને ચિત્તથી કહું તને મૂરખા,
સદગુરૂ શરણમાં જઈ રહેને;
આંટી અંતર થકી મૂકી અળગી નક્કી,
સાચું જઇ તેમને તું કહેને. જન્મ૦ ૩
સદ્દગુરૂ વૈદ્યને સત્ય કરી માનજે,
જન્મને મરણનો રોગ ટાળે;
દુ:ખ તો દૂર પળે, સુખમાં જઇ ભળે,
**ચિદ્દઘનાનંદ** તું એક ભાળે. જન્મ૦ ૪

---

## પદ ૧૦૯ મું.

( રાગ ઉપરનો. )

ત્રિવિધિના તાપમાં શીદને બળી રહ્યો, ઉપાય સાચો હવે હાથ આવ્યો;
તારૂં ધાર્યું થશે આ સમે સહજમાં ભાવના દૃઢ જો દિલ લાવ્યો. ત્રિ.૧
ભાવના બ્રહ્મની બ્રહ્મરૂપે કરે, ગાય છે એમ શ્રી વેદવાણી;
ઈન્દ્રકે વિષ્ણું તું ભાવથી થઇ શકે, જુક્તિથી વાત લે જીવ જાણી.ત્રિ.૨
ભાવના જે કરી જીવ જાશે મરી, તેજ રૂપે પછી તેજ થાએ;
જો ગીતા જ્ઞાનમાં ધારીને તું અસ્યા,
કૌન્તેય (ની) પાસ શ્રીકૃષ્ણ ગાએ. ત્રિ. ૩
યત્ન જેવો કરી ભાવના કેળવે; મેળવે ફળ તેવુંજ પ્રાણી;
તેથી તારી મતિની ગતિ ફેરવી, **ચિદ્દઘનાનંદની** લે એધાંણી, ત્રિ. ૪

---

## પદ ૧૧૦ મું.

( રાગ ઉપરનો. )

પ્રભાતમાં ઊઠીને સમરીએ શિવને, શિવ છે નિત્ય કલ્યાણ દાતા;
જીવરૂપે ટળી શિવરૂપે બને, ગુણ આનંદથી જેહ ગાતા. પ્ર. ૧
ચિત્તની સ્થિરતા હોય છે તે સમે, લક્ષમાં તુરત તે જઇને જામે;
માનસિક ધ્યાન આ કાળમાં જો કરે, પ્રેમથી જઇ પ્રભુપદ વિરામે.પ્ર.૨
લય, વિક્ષેપને વિઘ્ન કથાય છે, કરી ઉપાયો તેને દૂર કરવું;
પ્રસન્નતા દિલની દેખીને તે પછી, સગુણ શ્રીશિવનું ધ્યાન ધરવું. પ્ર. ૩
અંતમાં ધ્યેય આકાર જાતે બની, ધ્યાન કરૂં છું એ ભાવ ભૂલો;
શાંન્ત સઘળું થતાં જીવ ભાવજ જતાં, **ચિદ્દઘનાનંદ** દેખાય ખુલ્લો.પ્ર.૪

---

## પદ ૧૧૧ મું.

( રાગ ઉપરનો. )

બ્રહ્મ શિખર પરે જીવ જ્ઞાની ચઢયો,
સર્વ નીચે રહ્યું જગત ઝૂલી;
ત્યાંથી જોતાં અચંબો પછી ઉપજ્યો,
ભટકતા જીવ નિજરૂપ ભૂલી. બ્રહ્મ૦ ૧
જેમ દર્પણ મહીં મુખ કો જઈ જુએ,
જ્ઞાની રહ્યો તેમ પોતે નિહાળી;
સુખીઆ સર્વ પણ દુ:ખમાં ડુબતા,
વિષમ એ વિષયમાં બાંધી તાળી. બ્રહ્મ૦ ૨
કોઈ નર નારમાં, કો પરિવારમાં,
કોઈ ધન માંહી જાએ તણાતો;
કો અભિમમાનમાં કોઇ જગ જ્ઞાનમાં,
સ્થિર કોઇ નથી ત્યાં જણાતો. બ્રહ્મ૦ ૩
કોઇ એક જીવની દૃષ્ટિ ઉંચે જતાં,
જ્ઞાની બોલે દયા દિલધારી;
સત્ય **ચિદ્દઘન** છે જાણી લે જીવડા,
જગત મિથ્યા હવે દે વિસારી. બ્રહ્મ૦ ૪

---

## પદ ૧૧૨ મું.

( રાગ **પ્રભાતી**—જાગોને યશોદાના જાયા. )

સત્સંગ જેને નવ અડયો તે અભાગી જાણો;
જન્મો જન્મનો તે જનને પાપી પરમાણો. સત્સંગ. ૧
બાળપણામાં ભૂલી તેનો સંગ નવ આણો;
સત્સંગ કરી શઠ થાએ તે ભક્ત નહિ જાણો. સત્સંગ. ૨

જ્ઞાન કથે કદિ કો તેની પાસે, સમજે તે શાનો;
અમૃત અમર કરનારૂં તે, ઝેર થયું માનો. સત્સંગ. ૩
ખરને સાકર કાંઇ ન કામની, મૃત્યુ કરનારી;
**ચિદ્દઘન** વૃત્તિ શઠને અંતર, નથી ઠરનારી. સત્સંગ. ૪

---

## પદ ૧૧૩ મું.

### ( રાગ ઉપરનો. )

શઠને અંતર જ્ઞાન ન આવે, સંગ છોને કરતો;
પાણીમાંનો પત્થર ટાંકીએ, અગ્નિ દિસે ઝરતો. શઠને. ૧
લોહ વિના બીજુ પારસ સંગે, કંચન નવ થાએ;
સ્પર્શ મણિનો દોષ નહિ એતો, કુધાતુ કહેવાએ. શઠને. ૨
સંચંદ્રી મહારાણી સંગે, સદા એ રહેતી;
તોય પોતાનો ભાવ ન પલટે, અખંડ અલેતી. શઠને. ૩
ગાયને બાવલે ચોંટી કથીરી, લોહીને તે પીશે;
માયાની અંધારી જીવને **ચિદ્દઘન** નવ દિસે. શઠને. ૪

---

## પદ ૧૧૪ મું.

### ( રાગ ઉપરનો. )

કર્યાં કર્મ ભોગવવાં પડશે, જીવ જરૂર તારે;
નષ્ટ ન થાએ ભોગ વિના તે, શ્રુતિ પોકારે. કર્યાં. ૧
સદા સમર્થ રક્ષક કૃષ્ણ, પાંડવની પાસે;
દ્વાદશ વર્ષ વનમાં દુઃખી, કૈરવના ત્રાસે. કર્યાં. ૨
સીતા શ્રીરામચંદ્રની રાણી, જનકની બાળા;
રાવણને ઘેર દુઃખ પડયાં તે, કોઇએ નવ ટાળ્યાં કર્યાં. ૩

ભલા ભલા ભોગવી છૂટયા, તું કોણ બિચારો;
અન્યનો આશ્રય ત્યાગી માથે, ચિદ્દઘનને ધારો. કર્યાં. ૪

## પદ ૧૧૫ મું.

( રાગ—ઉપરનો. )

સંકટ સમે સહાય મારી, લોક આવી કરશે;
એવું જીવ જાણીને મનમાં લોક પૂંઠે ફરશે. સંકટ. ૧
જગદાધારનો આધાર મૂકી, ચાહે છે સંપત્તિ;
સુખને માટે કરી એકઠી, આપે છે વિપત્તિ. સંકટ. ૨
દુઃખ આવ્યું જુઓ દ્રૌપદી માથે, દુઃશાસને પીડયાં.
ભીષ્મ સરીખા નીતિ વિદોનાં, મુખ રહ્યાં બીડયાં. સંકટ. ૩
કારમું કૃષ્ણા કકળી બોલ્યાં, સહાય ન કૃષ્ણ પાખી;
નવસેં નવાણું ચીર પૂરી, લજ્યા ચિદ્દઘને રાખી. સંકટ. ૪

## પદ ૧૧૬ મું.

( રાગ ઉપરનો. )

કર્મતણો પરિપાક થતાં આવે, કર્મોફળ દેવા;
તેના પ્રવાહને રોકી શકે કોણ, હોય અહિં એવા. કર્મ. ૧
સાધન સર્વે દૂર પળાએ. રીદ્ધિ સિદ્ધિ નાસે;
સવળું કરતાં અવળું થાએ, આવે ન કો પાસે. કર્મ. ૨
અભાવ અંતર માંહે આણી, વહાલાં સહુ વેરી;
દુઃખ દેવાને તત્પર થાએ, ચો દિશા ઘેરી. કર્મ. ૩
નળે ત્યજી દમયંતીને, સંશય ચિત્ત આણી;
માટે ફાંફાં મુકીને ભજ, ચિદ્દઘન તું પ્રાણી. કર્મ. ૪

## પદ ૧૧૭ મું.

### ( રાગ ઉપરનો. )

આધાર અન્યનો અળગો મૂકી, શિવ તણો રાખો;
અખંડ સુખ એમાંથી મળશે, સદૈવ તે ચાખો. આધાર૦ ૧

સુખ દુઃખ બે આગમાપાયિ; સમતાથી સેવો;
કર્મ ભોગોનું કરજ ફીટે, નિશ્ચય કરી એવો. આધાર૦ ૨

દુઃખ પડયેથી ભક્તિ હરિની, અધિક તો થાશે;
સ્વારથ સંસારી સમજાતા, વિરાગ ઉભરાશે. આધાર૦ ૩

શ્રીકૃષ્ણ કેરાં દરશન માટે, કષ્ટ કુંતા માગે;
દુઃખથી વૃત્તિ દ્વૈતની તૂટી, **ચિદ્દઘન**માં લાગે. આધાર૦ ૪

---

## પદ ૧૧૮ મું.

### ( રાગ ઉપરનો. )

સંકટમાંથી છૂટવા માટે, ઉપાય છે સહેલો,
પ્રારબ્ધનું રૂપ જાણે તે, સુખ પામે પહેલો. સંકટમાંથી૦ ૧

કર્માશયરૂપ કારણમાંથી, પ્રકટી છે કાયા,
તેમાં ક્રિયમાણ સંચિતને, પ્રારબ્ધ જણાયાં. સંકટમાંથી૦ ૨

સંચિત ક્રિયમાણ કર્મને, જ્ઞાન નાખે બાળી,
પ્રારબ્ધ ફળ આપી શમાએ, શકાય નહિ ટાળી. સંકટમાંથી૦ ૩

સુખ દુઃખ છે મનમાં માન્યાં; દેહમાં દેખાએ,
અભિમાન તું અળગું કરે, **ચિદ્દઘન** લેખાએ. સંકટમાંથી૦ ૪

---

## પદ ૧૧૯ મું.

(રાગ ઉપરનો.)

નિરખો નાટક નારાયણનું, બીજાં નથી એવાં,
ચૌદ માળ ચિતર્યા છે રૂડા, રંગ ભર્યા કેવા. નિરખો० ૧
વિવિધ રંગના પડદા પ્રકાશે, જ્ઞાન જ્યોતિ ભારી.
નટનાગર એ નિત્ય રમે છે, વેશ બહુ ધારી. નિરખો० ૨
સા, રી, ગ, માદિ સુર આલાપે, સુણે રૂડા લાગે,
વિચાર વિના જાય જોવા તો, મોહબાણ વાગે. નિરખો० ૩
ગુરૂ કૃપાથી જે જીવ પામ્યો, જ્ઞાનભરી દૃષ્ટિ,
જગત તેનું વિલાઇ ભાસે, **ચિદ્દઘન** શ્રી સૃષ્ટિ. નિરખો० ૪

---

## પદ ૧૨૦ મું.

( રાગ ઉપરનો. )

ભોગનાં સાધન જીવોને સરખાં નારાયણે દીધાં,
ન્યૂનાધિકતા તે નહિ કરતા. સહુ સરખાં કીધાં. ભોગ० ૧
વધતું ઓછું માને મતિ તે, જાણો ને ભ્રાન્તિ,
જ્ઞાન દૃષ્ટિએ જુએ જરા તો, અખંડ છે શાન્તિ. ભોગ० ૨
આહાર નિદ્રા ભય મૈથુન તે, વિષયો સૌ કહીએ;
જન, પશુ ને સુખ દુઃખ સરખાં, વિચારી લહીએ. ભોગ० ૩
રાગ ને દ્વેષ મૂળ છે તેનું, તે માટે તજીએ,
જે આવે તે શાન્તિથી વેઠી, **ચિદ્દઘનને** ભજીએ. ભોગ० ૪

---

## પદ ૧૨૧ મું.

(રાગ ઉપરનો.)

જીવનું કદિ મૃત્યુ ન થાએ, મૃત્યુ કહો શાને:
બીકથી બાવરા કેમ બનો છો, વસીને અજ્ઞાને. જીવનું૦ ૧

જન્મ્યું તેતો જરૂર જાશે, ગાય એવું ગીતા,
શરીર રાખવા શીદ મથો છો, કેમ ફરો બીતા. જીવનું૦ ૨

જ્ઞાનીનો જો દેહ છૂટે તો, મોક્ષને તે પામે;
પુન્યશાળીનો પ્રાણ જતાં તે, જાય સ્વર્ગ ધામે. જીવનું૦ ૩

અજ્ઞાની પાપી જો મરશે, પાપથકી છૂટયા,
**ચિદ્દઘનાનંદ**ને નવ જાણ્યા, તેથી કર્મ કૂટયા. જીવનું૦ ૪

---

## પદ ૧૨૨ મું.

(રાગ ઉપરનો.)

સંશય જે મનમાં સ્ફુરે તે, દાબી ન રાખીએ,
શ્રીસદ્દગુરૂના ચરણો સેવી, વંદીને ભાખીએ. સંશય૦ ૧

બીજ એનું અંતરમાં રહેતાં, વૃક્ષ વડું થાશે,
કાળજી રાખી કાઢી નાખો તો, મૂળ એનું જાશે. સંશય૦ ૨

શંકાશીલનો નાશજ થાએ, કહે હરિ એવું,
નાસ્તિકતાનો ભય રાખીને, તેમાં નવ રહેવું. સંશય૦ ૩

મનથી ભય લજ્જાને મૂકી, સંશય તોડો,
સાચી શ્રદ્ધાથી મન પોતાનું, **ચિદ્દઘન**માં જોડો. સંશય૦ ૪

---

## પદ ૧૨૩ મું.

( રાગ ઉપરનો. )

ભાવના જેવી ભરી હશે ઊર, જીવ તેવો થાશે;
અંતકાળે પણ રૂપજ એવું, નજરે દેખાશે. ભાવના. ૧
વાત પિત્તની વૃદ્ધિ થાતાં, કફથી ઘેરાશે,
બળવાળો ભાવ આગળ થાશે, બીજું વેરાશે. ભાવના. ૨
**શિવોઽહમ્** સમરો તે માટે, ભાવ ભલો આણી;
ભેદ ભાવને મનથી મૂકી, અભેદ લ્યો જાણી. ભાવના. ૩
કથન ચિંતન ધ્યાનજ તેનું, અંતરમાં રાખો;
**ચિદ્‌ઘનાનંદ** સાગરે ડુબી, અભેદ રસ ચાખો. ભાવના. ૪

---

## પદ ૧૨૪ મું.

( રાગ ઉપરનો. )

ચિદ્ જડ ગ્રંથીમાં જીવ ફસાયો, દુઃખ તેથી પામે;
નિજ સ્વરૂપ ન શકે પીછાની, રાચી રહ્યું સામે. ચિદ્. ૧
માયા કલ્પિત દેહ આ જડને, ચેતન તે માને;
સુખ દુઃખ જે માનસ ધર્મો, પોતાના પ્રમાણે. ચિદ્. ૨
અકર્ત્તા આત્મા અવિનાશી, કર્ત્તા તેને જાણે;
દેહને નાશે નાશ પોતાનો, ભૂલથી તે માણે. ચિદ્. ૩
આનંદ રૂપ પોતાનું ભૂલી, સુખ ખોળે જગમાં;
**ચિદ્‌ઘનાનંદમાં** જો ડૂબે તો, સહુ દિસે દૃગમાં. ચિદ્. ૪

---

## પદ ૧૨૫ મું.

( રાગ ઉપરનો. )

કર્મ વાસનાને વશ પડયો જીવ, જગ મહીં ભટકે;
નિષ્કામ વૃત્તિને ચિત્તથી છોડી, મિથ્યામાં અટકે. કર્મ. ૧
મોંઘો મનુષ્ય દેહ મળ્યો તેને, કર્મોમાં ગુમાવે;
ચિત્ત શુદ્ધિ વિના જ્ઞાનની વાતો, એને નવ ફાવે. કર્મ. ૨
જ્ઞાની કેરા સંગી દેખીને, બહુ બળે મનમાં;
રાગ દ્વેષથી આપરંગાયો, સુખ ક્યાંથી તનમાં. કર્મ. ૩
સ્વર્ગીય સુખને સાચા માને, મોક્ષ મિથ્યા જાણે;
**ચિદ્દઘનાનંદથી** ઉલટો રહીને, ભાર ભૂંડો તાણે. કર્મ. ૪

## પદ ૧૨૬ મું.

( રાગ ઉપરનો. )

અહંકારમાં જીવ અંધ બન્યો તે, કોઇનું ના માને;
ડહાપણ પોતાનું આગળું ચલવે, જ્ઞાન અને ધ્યાને. અ૦ ૧
ગુરૂનો પણ ગુરૂ બને એ, નમીને નવ ચાલે;
સત્સંગમાં કદિ જઈ ભળે તો, ઝગડા ત્યાં ઘાલે. અ૦ ૨
વ્યવહાર માંહે મોટો થાવા, મત ખોટો તાણે;
જાતે જૂઠનું ખોળીઉં છતાં, જૂઠા બીજાને જાણે. અ૦ ૩
અહંકારની ઓથે રહીને, શિવનો જીવ થયો;
અભિમાનને ઉખેડી નાખી, ચિદ્દઘન એક રહ્યો. અ૦ ૪

## પદ ૧૨૭ મું.

( રાગ ઉપરનો. )

જગ જીવોનો સ્વભાવ એવો, દુઃખમાં સુખ જાણે;
જે વાત પડદે રાખીએ તેનો, મોહ અતિ આણે. જગ. ૧
ઘેર મળ્યા ગુરૂ જોગટા જાણે, દૂરના ગણે સિદ્ધ;
દૂરથી ડુંગર રૂડા દેખીને, સમજે નવે નિદ્ધ. જગ. ૨
નિત્ય પ્રાપ્ત સ્વરૂપ પોતાનું, તુચ્છ તેને જાણે;
મહા મહેનતે વિષયો પામી, ભારે પરમાણે. જગ. ૩
અમૂલ્ય ઔષધ મફત મળતાં, તેને નવ ખાશે;
**ચિદ્દઘનાનંદ** સાગર છોડી, ખાડામાં જઇ ન્હાશે. જગ. ૪

## પદ ૧૨૮ મું.

( રાગ ઉપરનો. )

સુખ દુઃખ તે થાય છે કોને, કહોને વિચારી;
ખરૂં જોતાં એ નથી તમારાં, શીદ રહ્યા ધારી. સુખ. ૧
દેહ વિષયના સંગથી થાએ, એમ કદિ માનો;
સુષુપ્તિમાં દેહને આત્મા, કેમ નહિ જાણો. સુખ. ૨
જગનાં સુખને દુઃખનું જીવને, ભાન નથી ત્યારે;
સ્વપ્ન જાગ્રતમાં સમજાએ, જાગે મન જ્યારે. સુખ. ૩
સુખને દુઃખ તે મનનાં માન્યાં, તમે તેથી ન્યારા;
માટે તેની મમતા મૂકો, **ચિદ્દઘન** પ્યારા. સુખ. ૪

## પદ ૧૨૯ મું.

( રાગ ઉપરનો. )

મનનું રચેલું જગત સઘળું, જન નક્કી જાણો;
માટે કલ્પના તેની છોડાવી, સ્વરૂપમાં આણો. મનનું. ૧

મન ગયે સંસાર રહેના, એવું કહે સંતો;
આત્મસ્વરૂપને જેણે જાણ્યું. જીત્યો તે જંતો. મનનું. ૨
સુખ દુઃખને મન માને છે, બંધ મોક્ષ તેને;
વિધિ નિષેધ તેના માટે, પુન્ય પાપ એને. મનનું. ૩
આલોક પરલોકમાં મન ભટકે, વાસના બાંધીને;
ભટકણુ તેનું ભૂલાવા લ્યો, ચિદ્દઘન સાંધીને. મનનું. ૪

---

## પદ ૧૩૦ મું.

### ( રાગ ઉપરનો. )

સુષુપ્તિમાં સુખ છે શાનું, વિચાર એ આણો;
મન થયું છે લીન તેથી, આત્માનું જાણો. મનનું. ૫
વાણી શકે નહિ વર્ણવી એને, એવું એ રૂડું;
પણ તે સ્પષ્ટ સમજાએ ના, સાથ અજ્ઞાન કુડું. સુષુપ્તિ. ૨
જાગીને જીવ કહે એવું, હતો સુખે સુતો;
પણ મેં તો ત્યાં કાંઈ ન જાણ્યું, કેમ કહું હું તો. સુષુપ્તિ. ૩
જ્ઞાન અને અજ્ઞાનજ એમાં, સિદ્ધ બેઉ થાએ;
**ચિદ્દઘનાનંદ** સમજી લેતાં, અજ્ઞાન વિલાએ. સુષુપ્તિ. ૪

---

## પદ ૧૩૧ મું.

### ( રાગ ઉપરનો. )

પિંડનો વિચાર કરવાથી, બ્રહ્માંડ સમજાશે;
પિંડ બ્રહ્માંડની રચના જોતાં, ભેદ નહિ ભાસે. પિંડ. ૧
બ્રહ્માંડ જોતાં, અંત ન આવે, જોવા શીદ દોડો,
પિંડ ખોળીને પ્રેમથી, સહુ શંકાઓ તોડો. પિંડ. ૨

દેહ અને અવસ્થાઓ તેની, સમજો વિચારી;
વ્યષ્ટિ સમષ્ટિમાં ભેદ રહ્યા જે, ગુરૂથી લ્યો ધારી. પિંડ. ૩
ત્વંપદ તત્પદના વાચકથી, આત્મા જાણો ન્યારો;
**ચિદ્‌ઘનાનંદ** ઓળખી રૂડા, આત્માને ઠારો. પિંડ. ૪

---

## પદ ૧૩૨ મું.

( રાગ ઉપરનો. )

જીવના ત્રણ દેહ છે જેવા, ઇશ્વરના તેવા;
ગુરૂજી પાસે જઇને મુમુક્ષુએ સમજી તે લેવા. જીવના. ૧
સ્થૂલ છે જીવનો, વૈરાટ્ તે, ઇશ્વરનો જાણો;
સૂક્ષ્મ જીવનો ને ઇશ્વરનો, હિરણ્યગર્ભ માનો. જીવના. ૨
કારણ જીવનો અવ્યાકૃત તે, ઇશ્વરનો કહીએ;
વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, વ્યષ્ટિના, અભિમાની લહીએ. જીવના. ૩
વિરાટ્ સૂત્રાત્માને ઇશ્વર, સમષ્ટિના ધારો;
**ચિદ્‌ઘનાનંદ**રૂપે પોતે, સર્વ થકી ન્યારો. જીવના. ૪

---

## પદ ૧૩૩ મું.

( રાગ ઉપરનો. )

ત્રણ અવસ્થા જીવની જેવી, ઇશ્વરની તેવી;
જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, જીવની એ લેવી. ત્રણ. ૧
ઉત્પત્તિ, સ્થિતિ તથા લય, ઇશ્વરની ધારો;
જાગ્રદાદિ આત્માથી થાએ, રહે તે ન્યારો. ત્રણ. ૨
ઉત્પત્તિ આદિ બ્રહ્મથી થાએ, જૂદો તે રહેનારો;
વ્યષ્ટિમાં આત્મા સમષ્ટિમાં ઇશ્વર, સમજીને ધારો. ત્રણ ૩

વસ્તુતાએ બેઉ એ એક છે, જૂદા નવ જાણો;
ચિદ્દઘનાનંદરૂપ પોતાનું, અંતરમાં આણો. ત્રણુ ૪

## પદ ૧૩૪ મું.

### (રાગ ઉપરનો.)

તત્પદ જાણો ઇશ્વર વાચક, ત્વં પદ જીવે કહે,
અસિપદ તેતો બ્રહ્મ ભણાએ, શિવ રૂપેજ રહે. તત્પદ૦ ૧
સર્વજ્ઞ શક્તિમાન સ્વતંત્ર, ઇશ્વર છે એવો,
અશક્ત; અલ્પજ્ઞને પરાધીન, જીવ ગણો તેવો. તત્પદ૦ ૨
અવિદ્યાને માયા ઉપાધિ, ભેદ ઘણો ઘાલે,
ઉપાધિને અળગી કરતાં, એકરૂપે મહાલે. તત્પદ૦ ૩
લક્ષણાથી લક્ષ્ય કરીને, તત્વ તમે જાણો,
ચિદ્દઘનાનંદ રૂપ લહીને આનંદમાં માણો. તત્પદ૦ ૪

## પદ ૧૩૫ મું.

### ( રાગ ઉપરનો. )

સંગ જનો જેવો જઇ કરીએ, રંગ તેવો લાગે,
સંત પુરૂષની સોબત કરતાં, જ્ઞાન જયોતિ જાગે. સંગ૦ ૧
કોટિ જન્મમાં કરેલાં કર્મો, ભસ્મ કરે બાળી,
અંતરનું અજ્ઞાન અંધારૂં, પલમાં દે ટાળી. સંગ૦ ૨
ભ્રમણા ભવની નાખે ભાગી, શંકાઓ છૂટે,
આવરણ અવિદ્યાનું જે છે, તે મૂલથી તૂટે. સંગ૦ ૩
અખંડ આનંદ પ્રકટ થાતાં, તાપ સહુ ટળશે,
ચિદ્દઘનાનંદરૂપ પોતાનું, તેમાં જઇ ભળશે. સંગ૦ ૪

## પદ ૧૩૬ મું.

( રાગ ઉપરનો. )

પાપી પુરૂષનો સંગ સદાએ, જાણો બહુ ભૂંડો;
પાપ કર્મમાં પ્રવૃત્ત કરીને, ભાવ ભરે કૂડો. પાપી૦ ૧
ધર્મ કર્મથી એ અટકાવે, પાછા બહુ પાડે;
ભલા સ્વભાવને ભુંસી નાખી, પાડે દુ:ખ ખાડે. પાપી૦ ૨
ભીષ્મ જેવા ભવ્ય પુરૂષને, સંગ થયો ભૂરો,
વિરાટરાયની ગાયોવાળી ધર્મ કર્યો ચૂરો. પાપી૦ ૩
એવા સંગથી દૂર રહેવા, પ્રભુ પાસે માગો,
ચિદ્દઘનાનંદ સ્વરૂપ જાણી, સંગ તેને લાગો. પાપી૦ ૪

---

## પદ ૧૩૭ મું.

( રાગ ઉપરનો. )

સત્વગુણ છે સદા સુખદાયક, શાન્તિ બહુ આપે,
કામ; ક્રોધ, મદ, લોભ અને મોહ ઈર્ષાને કાપે. સત્વ૦ ૧
સરલતા, સંતોષ, દયા, સત્ય, ખરી ક્ષમા આપે;
જ્ઞાન પ્રકાશી અંતર માંહી, પરમપદે સ્થાપે. સત્વ૦ ૨
ઉત્તમ ઉજ્વળ સત્વ કહાવે, તેને ગમે રૂડું;
માટે તેને મેળવ મનજી, અન્યગણી કુડું. સત્વ૦ ૩
સત્વ ગુણોથી જ્ઞાન થાએ છે, ગાય એવું ગીતા;
ચિદ્દઘનાનંદમાં જઈ સમાયા, તેજ જનો જીત્યા. સત્વ૦ ૪

---

## પદ ૧૩૮ મું.

( રાગ ઉપરનો. )

રજો ગુણનો સ્વભાવ એવો, ઉપાધિ લાવે;
આરંભો અનેક કરાવી, અતિ અથડાવે. રજો૦ ૧

કામ, ક્રોધ, લોભ ને મોહ તે, એનાથી જાગે;
અશાન્તિને આશા વધતાં, બહુ બહુ માગે. રજો૦ ૨
નવ જીવને સ્થિર થવા દે, દુઃખ માંહે નાખે;
દૂર રહીને ડાહ્યો પુરૂષ, દૂર એને રાખે. રજો૦ ૩
સંતતણો કરી સ્નેહે સમાગમ, એને નિવારો;
**ચિદ્‌ઘનાનંદ** માણવા માટે, સત્વને ધારો. રજો૦ ૪

---

## પદ ૧૩૯ મું.

### ( રાગ ઉપરનો. )

તમ રૂપે છે ભૂંડો તમોગુણ, જડતા એ આણે;
સત્ય અસત્ય સમજાએ ના, મત મિથ્યા તાણે. તમ૦ ૧
પ્રમાદ, નિદ્રા આળસ અંગે, દારિદ્ર આણે;
વ્યવહાર ને પરમાર્થમાં તે, કાંઇએ નવ જાણે. તમ૦ ૨
આયુષ્ય એનું જાય અકારથ, કદિ નહિ જાગે;
પ્રબોધો કદિ પ્રેમ કરીને, બોધ નહિ લાગે. તમ૦ ૩
ધર્મ પ્રવૃત્તિ ધીંગી ધરાવી, દૂર કરો તેને;
**ચિદ્‌ઘન** જેને સહજે ભેટ્યા, ધન્ય ગણો એને. તમ૦ ૪

---

## પદ ૧૪૦ મું.

### ( રાગ ઉપરનો. )

ત્રણ ગુણો તે જાણો માયાના, પણ સત્વ ધારો;
સત્વની સહાયે રજ તમોને મનમાંથી મારો. ત્રણ૦ ૧
એનાથી જ્ઞાન અખંડ જીવને, પૂરેપૂરૂં થાશે;
જ્ઞાન થયા પછી સત્વગુણ પણ, આપે અળપાશે. ત્રણ૦ ૨

જ્ઞાની ગુણાતીત કહાવે, અડે ન કંઇ એને;
સુખ દુઃખ તે મનના માને, પાર પડે પ્રેમે. ત્રણ૦ ૩
પ્રવર્તતા તે ગુણોને દેખી, દ્વેષ ન મન આણે;
નિવૃત્ત થતાં તેને ન ઇચ્છે, ચિદ્દઘનને જાણે. ત્રણ૦ ૪

## પદ ૧૪૧ મું.

( રાગ ઉપરનો. )

વિચારીને જુઓ જીવનું, સ્વરૂપ છે કેવું;
સદ્દગુરૂને શરણે જઇને, સમજી તે લેવું. વિચારી૦ ૧
અજ્ઞાનમાં ચૈતન્ય કેરો, આભાસ જે પડયો.
ચેતન અજ્ઞાન આભાસ મળી, જીવપણે જડયો. વિચારી૦ ૨
અવિદ્યાનું આવરણ પડતાં, રૂપ પોતે ભૂલ્યો;
ઉલટી ભાવના અંતરઆણી, કલ્પનામાં ફુલ્યો. વિચારી૦ ૩
દેહ તણા અભિમાનને યોગે પડી મરણ ફાંસી;
ચિદ્દઘનાનંદ જાણે પોતાને, કાળજાએ નાસી. વિચારી૦ ૪

## પદ ૧૪૨ મું.

( રાગ ઉપરનો. )

ઇશ્વરનું સ્વરૂપ જાણો, જાણે સુખ થાશે;
અજ્ઞાન આ જીવનું મોટું, સહજમાં જાશે. ઇશ્વર૦ ૧
ચૈતન્ય દેવનો આભાસ, જઇ પડયો માયામાં;
ત્રણ મળી ઇશ્વર કહેવાયા, વેદ છે ગાયામાં. ઇશ્વર૦ ૨
માયાને આધીન રાખીને, સર્વજ્ઞ કહેવાયો;
સ્વરૂપનું ભાન ન ભૂલી, આપે રહ્યો ડાહ્યો. ઇશ્વર૦ ૩

ઉત્પત્તિ આદિ સર્વ કરીને, પોતે રહે ન્યારો;
ચિદ્દઘનાનંદ સમજો એને, થાએ નિસ્તારો. ઇશ્વર૦ ૪

## પદ ૧૪૩ મું.

( રાગ ઉપરનો. )

પ્રકૃતિના ભેદ જાણો, અવિદ્યાને માયા;
સત્ત્વગુણ પ્રધાન થયો તે, માયા જગ જાયા. પ્રકૃતિના. ૧
સત્ત્વ પ્રધાન કહાવે માયા, પ્રકાશ તે કરે;
ઇશ્વરની ઉપાધિ માટે, સર્વજ્ઞતા વરે. પ્રકૃતિના. ૨
મલિન સત્વ પ્રધાન થયો તે, અજ્ઞાન હોવે;
જીવને એ ઉપાધિ વળગી, ભાનને ભૂલાવે. પ્રકૃતિના. ૩
એથી જીવનું જ્ઞાન ઢંકાયું, કાંઈ નવ બૂજે;
જ્ઞાન થકી અજ્ઞાન જાએ જો, ચિદ્દઘન સુઝે. પ્રકૃતિના. ૪

## પદ ૧૪૪ મું.

( રાગ પ્રભાતી. )

પ્રકૃતિને વિષે તારતમ્યતા થઇ, ગુણની વિષમતાએ કરીને;
જીવનાં કર્મફળ આપવાને થઇ, સૃષ્ટિ કરવાની ઇચ્છા હરિને. પ્ર. ૧
એક હું આજથી બહુરૂપે બનું, એજ ઇક્ષણ થકી ક્ષોભ થાતાં;
છૂટી સમતા ગઇ ગુણની ક્ષોભથી; તેથી માયા અવિદ્યા જણાતાં. પ્ર. ૨
જે પ્રતિબિંબ માયા મહિ ચિદ્દનું, ઇશ સર્વજ્ઞ તેતો ગણાયો;
આધિન અવિદ્યા વિષે ચિદ્દ પ્રતિબિંબ તે,
જગતમાં જીવરૂપે જણાયો. પ્ર. ૩
ઇશ સંસાર કરનાર પોતે થયો, જીવ ભોક્તા ગણાયો સદાએ;
યોગ અવિદ્યા તણો અધિકરૂપે થયો, તેથી બહુ જાતિ જીવો વદાએ.પ્ર.૪

એ અવિદ્યા કદિ જાય જો ઉલટી, તુરત વિદ્યા બની જ્ઞાન આપે;
**ચિદ્દઘનાનંદ** જે સર્વ વ્યાપી રહ્યાં, તેહમાં તુરત તે સ્થિરસ્થાપે.પ્ર.૫

## પદ ૧૪૫ મું.

### ( રાગ ઉપરનો. )

ત્રિગુણી માયા તણી સૃષ્ટિ ઇશે કરી, વર્ણવું તે હવે પ્રેમ આણી;
ભૂત પ્રત્યેકના સત્ત્વ અંશે કરી, ઇન્દ્રિયો જ્ઞાનની ત્યો પ્રમાણી. ત્રિ. ૧
સર્વેના સત્ત્વ અંશો મળી ઉપજ્યું, અંતઃકરણ એનેજ કહીએ;
પંચભૂતો તણા રાજસી અંશથી, કર્મની ઇન્દ્રિયો સર્વ લહીએ.ત્રિ.૨
પ્રાણ તે સર્વના અંશનો સમજવો, તમસનું કાર્ય તે જડ જાણો;
સૂક્ષ્મભૂતો સહું પંચીકૃતમાં મળી, સ્થૂલ રૂપે થયાં એ પ્રમાણો. ત્રિ. ૩
સ્થૂલ ભૂતો તણું સકલ બ્રહ્માંડ આ, વિવિધ રચના સહુ લોક ભાસે;
**ચિદ્દઘનાનંદ** તે સર્વ માંહે વસી, સાક્ષી રૂપે રહીને પ્રકાશે. ત્રિ. ૪

## પદ ૧૪૬ મું.

### ( રાગ ઉપરનો. )

ઇશ્વરે અનન્ત બ્રહ્માંડ રચના કરી, તે પરે રક્ષવા દેવ કીધા;
ઉત્પત્તિ વિશ્વની સર્વ બ્રહ્મા કરે, સંહારવા રૂદ્રને હક્ક દીધા. ઇ. ૧
વિષ્ણુ પાલન કરે સર્વ આ વિશ્વનું, ત્રણે છે મુખ્ય એ દેવ જાણો;
ઇન્દ્ર; યમ, વરૂણને, ચંદ્ર, સૂર્ય તથા, દેવ તે તેની નીચે પ્રમાણો.ઇ.૨
સર્વ નિજ કામને નિયત થઇને કરે, ના કરે ભૂલ તેમાં લગારે;
અનેક બ્રહ્માંડમાં અનત એ દેવ છે, જાય ગણાવા જન તેજ હારે. ઇ. ૩
તંત્ર શ્રીહરિ તણું એમ ચાલે ઘણું, વર્ણવે તેહનો પાર નાવે;
**ચિદ્દઘનાનંદ** આધાર એનો ખરો, અન્ય સહુ કલ્પના વેદગાવે.ઇ.૪

## પદ ૧૪૭ મું.

( રાગ ઉપરનો. )

વિવર્ત્ત શ્રી બ્રહ્મનું વેદ, માયા કહે,
નિત્યે તે રૂપ નવલાં ધરે છે;
જે ઘટે નહિં જહાં તે ઘટાવે તહાં,
એમ આ સૃષ્ટિને તે કરે છે. વિવર્ત્ત૦ ૧
વિયત આત્મા થકી, નભ થકી પવનને,
વાયુથી અગ્નિનો જન્મ જાણો;
વહ્નિથી વારિને પાણીથી પૃથ્વી થઈ,
વેદની વાત એ ઉર આણો. વિવર્ત્ત૦ ૨
એ ઉપાધિ તણા યોગથી જે,
નિરાકાર છે તેજ સાકાર ભાસે:
જન્મને મરણ એને કદિ ના અડે,
તોએ તે જન્મમાં જઇ વિલાસે. વિવર્ત્ત૦ ૩
તે જ કરતા અને ભોક્તા પણ તે નહિ,
તોય કર્તાને ભોક્તાજ તે છે;
**ચિદ્ઘનાનંદને** સહજ તે સમજશે,
જેશ્રી ગુરૂદેવને શરણરે છે. વિવર્ત્ત૦ ૪

---

## પદ ૧૪૮ મું.

( રાગ ઉપરનો. )

ચૌદ લોકો તણું એક બ્રહ્માંડ આ,
ઇશ્વરે છે રચ્યું એમ જાણો;
ભુ, ર્ભુવ:, સ્વરૂ, અને મહરૂ, જન લોક છે,
તપને સત્ય સાતે પ્રમાણો. ચૌદ૦ ૧

ઊપરનાં સાતને અનુક્રમથી કહ્યાં,
સાત નીચે તણાં કહું છું તેવાં,
અતળ, વિતળ, સુતળ, તળાતળ અને,
રસાતળ, મહાતળ તથા પાતાળ જેવાં. ચૌદ૦ ૨
એજ બ્રહ્માંડનો એક આધાર છે,
સત્ય રૂપે સદાશિવ સમજો;
અનન્ત બ્રહ્માંડ એના વિષે ઊડતાં,
ભૂલીને તે વિષે નવ ભમજો. ચૌદ૦ ૩
પણ વિચારે ચડીને કદિ ત્યાં જુઓ,
કલ્પના ભાસશે સર્વ કૂડી;
ચિદ્ઘનાનંદ તે એક વિલસી રહ્યો,
જાણજો સર્વ આ વાત રૂડી. ચૌદ૦ ૪

---

## પદ ૧૪૯ મું.

### ( રાગ ઉપરનો. )

પ્રલય આ જગતના મુખ્ય બે જાતના,
અલ્પને વળી મહા પ્રલય જાણો;
ચારયુગો મળી થાય એક ચોકડી,
ચૌદ તેવીથી મનુ એક માનો. પ્રલય૦ ૧
ચૌદ મનુઓ અહિં જ્યારે બદલાય છે,
એક બ્રહ્મા તણો દિવસ કહીએ;
તેવડી રાતમાં બ્રહ્મ નિદ્રા કરે,
એહને અલ્પ પ્રલય લહીએ. પ્રલય૦ ૨
જાગતા નિંદથી તે વિધાતા ફરી,
સૃષ્ટિ રચના કરે છે રૂપાળી;

ત્રણસેં સાઠ પ્રલય એવા જતાં,
વરસ બ્રહ્મા તણું હ્યો વિચારી. પ્રલય૦ ૩
વરસ શત જીવીને નિજ રૂપે ભળે,
મુનિઓ તે મહાપ્રલય કે છે;
ચિદ્‌ઘનાનંદમાં ભેદ મિથ્યા ગણે,
તે સહુ પ્રલયથી પાર રે છે. પ્રલય૦ ૪

## પદ ૧૫૦ મું.

(રાગ ઉપરનો.)

કાર્ય સઘળુ જુઓ પ્રલય સમયે ખરે;
લીન કારણમાં થઇ રહે છે,
પૃથ્વી જળમાં મળે, આપ અગ્નિ વિષે,
પવનમાં પાવક જઇ રહે છે. કાર્ય૦ ૧
વાયુ આકાશમાં, નભ અવ્યક્તમાં,
બ્રહ્મ આધાર માયા પ્રકાશે;
વાસના સહિત સહુ જીવ જઇ ત્યાં રહે,
અજ્ઞાન તેથી નહિ જ્ઞાન ભાસે. કાર્ય૦ ૨
ઉત્પત્તિ કાળમાં વિશ્વ પાછું બધું,
વાસના યોગથી સઘ પ્રકટે,
નિંદથી જાગતાં જગત્ દેખાય છે,
દાખલો એજ અત્રેજ ઘટે. કાર્ય૦ ૩
અનંત જગ ઉપજી અનંત લય થાય છે,
અબ્ધિમાંહે રમે તરંગ જેવા;
આત્માને નવ અડે નિરવિકાર તે,
ચિદ્‌ઘનાનંદ એવા ને એવા. કાર્ય૦ ૪

## પદ ૧૫૧ સું.

( રાગ ઉપરનો )

ઇશ માયા કદિ નિરખવા મન મહીં,
ઇચ્છશોમાં તમે સુજ્ઞ પ્રાણી;
અટપટી ગતિ અતિ એજ માયાતણી,
યોગીઓ ના શક્યા તેજ જાણી. ઇશ૦ ૧
પારને પામવા દેવ માનવ ગયા,
પાર પામ્યા નહિં પૂર્ણ હાર્યા;
મુનિ નારદ સુદામા મારકંડને,
સાથ લઇને જુઓને રમાડયા, ઇશ૦ ૨
આશ એની તજી, ભાવથી હરિ ભજી,
મન રાખો સદા ઈશ પાસે;
જાતની જૂઠડી, તેની શી ગોઠડી,
ના જશો કોઈ એની અડાસે. ઇશ૦ ૩
નભ તણા પુષ્પનો હાર પહેરાય નહિ,
મૂરખો હોય તે તેહાય ઇચ્છે;
સુખ સાચુજ તે જન જગે માણશે,
ચિદ્ઘનાનંદને જેહ પ્રીછે. ઇશ૦ ૪

---

## પદ ૧૫૨ સું.

( રાગ સરવડાં. )

ાાન વસ્તુને અક્ષય જાણો; પુરૂષાર્થ કરી ઉરમાં આણો,
મહા સુખ એ થકી માણો તો, સદ્‌ગુરૂ સંગે જઈ વસોરે. ૧
ેટલું જ્ઞાન અંતરમાંહે જાગ્યું, તેટલું વજ્ર થઇનેરે લાગ્યું,
માગે નહિ એ કોઇથી ભાગ્યું તો, સંગ સદા રહે આપણેરે. ૨

જીવ જાય છે આ દેહને છોડી, ચિત્ત તેની સંગ રહે છે દોડી,
જ્ઞાન સંગાથે તેને દયો જોડી તો, છૂટું પડે પછી શી રીતેરે. ૩
અટકે ત્યાંથી એ આગળ ચાલે, અજ્ઞાન સામે કદિ નવ ભાળે,
બ્રહ્માનંદમાં તે જઇ મ્હાલે તો, જાત મટે તહાં જીવની. ૪
**ચિદ્દ્ઘન** ચિદ્દ્ઘનરૂપે રહે છે, અખંડ આનંદનો ઓઘ વહે છે,
કોણ સાંભળે ને કોણ કહે છે તો, મૌન થઇએ મુનિ મનથીરે. ૫

## પદ ૧૫૩ મું.

### ( રાગ ઉપરનો. )

ભાવે કભાવે સત્સંગ થાશે, તેના દુઃખો તે સઘળાં જાશે;
બેઉ લોકનાં સુખ પમાશે તો, જેમ તેમ કરી કીજીએરે. ૧
સત્સંગ વિના સુઝે નહિ સારૂં, ટળે નહિ અજ્ઞાન અંધારૂં;
બીજું નથીં એવું મોક્ષનું બારૂં તો, તન મન ધનથી સેવીએરે. ૨
પતિ પત્નીનો સંબંધ છે જેવો, ગુરૂ ને શિષ્યનો જાણવો તેવો;
મળે નહિ તેને સાચો મેવો તો, મન જૂદું રહે જ્યાં સુધીરે. ૩
પુરૂષ સંગે સ્રીનું મન મળે, સર્વે દુઃખ સંસારનાં ટળે,
દૂધમાં સાકર માફક ભળે તો, સર્વ લાભને તે લઇશકેરે. ૪
શિષ્ય ખરે પણ તેવીજ રીતે, સદ્દગુરૂમાં મળે પૂરણ પ્રીતે;
એકાકાર થએ જગ જીતે તો, **ચિદ્દ્ઘનાનંદને** ઓળખેરે. ૫

## પદ ૧૫૪ મું.

### ( રાગ ઉપરનો. )

જેમ નોળિયો સાપની સંગે, લડવાને સામો આવે ઉમંગે;
ઝેર ચડેલું જાણે જો અંગે તો; ઉતારે નોળવેલ સુંઘીનેરે. ૧

પછી પાછો તે લડવા માંડે, સાપ પાછો વળી તેને તાડે;
મહા દુઃખમાં જ્યારે તે પાડે તો, સજ્જ થાએ પાછો વેલથીરે. ૨
પરિણામે તે સાપને જીતે, સત્સંગ વેલી સેવો તેવી રીતે;
જીવ નોળિયો સુંઘે જો પ્રીતે તો, જીતે વિષયોના ઝેરનેરે. ૩
સર્પ તો જીવને એકવાર મારે, વિષયો મારે અનેકવારે,
ભટકાવે ઘણું આ સંસારે તો, સાપથી ખોટો તેને ગણોરે. ૪
સર્જન સાથે સત્સંગ સેવો, સંસાર સમજો નરકના જેવો;
ગુરૂ પાસેથી સુબોધ લેવો તો, ચિદ્‌ઘનાનંદને ઓળખોરે. ૫

---

## પદ ૧૫૫ મું.

### ( રાગ ઉપરનો. )

અધિકારી ઓળખીને જ્ઞાન દેવું, મૂરખ આગળ મૌનજ રહેવું,
તેને સાચું રહસ્ય ન કહેવું તો, કથતાં દુઃખ આવે એઉનેરે. ૧
સર્પને દૂધ જે પ્રેમથી પાશે, તે સાપ પછીથી તેનેજ ખાશે;
ઝેર ચડીને મૃત્યુ તેનું થાશે તો, સ્વભાવ નહિ છોડે તેહનોરે. ૨
સુઘરીએ મનમાં દયા આણી, વાંદરને બહુ દુઃખીઓ જાણી;
ઉપદેશ કર્યો તેને બહુ તાણી તો, માળો નાંખ્યો તેનો મોડીનેરે. ૩
પાપીને કહીએ કાંઇ જો સારૂં, માને તેને ઘણું તે નઠારૂં;
મિષ્ટાન એને લાગે છે ખારૂં તો, દોષ રહ્યો તેની જીભમાંરે. ૪
કોઇ એને જો ઉપદેશ આપે, સામો બોલીને તેને સંતાપે;
કૃતઘ્નિનું ચિત્ત ઠરે પાપે તો, ચિદ્‌ઘનને નવ ઓળખેરે. ૫

---

## પદ ૧૫૬ મું.

### ( રાગ ઉપરનો )

બ્રહ્માજીએ મનમાં દયા આણી, દુઃખીઆ જીવોને બહુ જાણી;
સુખીયાં કરવા સર્વે પ્રાણી તો; સાધન સારાં પેદા કર્યાંરે. ૧

કર્મ ઉપાસના ઉત્તમ કીધાં, જપ, તપ, તીરથ, ધર્મની વિદ્યા;
તે થકી જીવોનાં કાર્ય ન સિધ્યાંતો, દુઃખ રહ્યાં સંસારનાંરે. ૨
ત્યારે ચતુરાનને મનમાં વિચારી, બ્રહ્મવિદ્યા પ્રકટાવી સારી;
જન્મ મરણથી લેવા ઉગારી તો, હાથ જોડી સન્મુખ રહીરે. ૩
બ્રહ્માજીએ તેને આજ્ઞા કરી, જીવોનાં દુઃખ તમે હ્યો હરી;
પાછાં ઊભાં થાએ ના ફરી તો, અક્ષય સુખને આપજોરે. ૪
બ્રહ્મવિદ્યા માગે બ્રહ્માની પાસે, પાત્રને દેશે તો સુખ થાશે;
મનમાં સમજેથી દુઃખ જાશે તો, અક્ષય સુખને પામશેરે. ૫
સુજને જો કદિ કુપાત્રને દેશે, તે સુખને કદિએ નહિ લેશે;
બેઉ ભાર સંસારનો વહેશે તો, ચિદ્દ્ઘનને નવ ઓળખેરે. ૬

---

## પદ ૧૫૭ મું.

### ( રાગ ઉપરનો. )

એકજ જ્ઞાન પાત્ર ભેદે કરી, ફળ આપે છે જૂદાં જૂદાં ઠરી;
એવી નીતિ રચી છે શ્રીહરિ તો, ફેર તેમાં કાંઇ નહિ પડેરે. ૧
વરસાદ સર્વત્ર સરખો વરસે, તેથી જવાસો બળી મરશે;
ઘણા જીવો તરસ્યા હશે તો, તૃપ્તી થાશે તેની તે થકીરે. ૨
લીમડો પીને કડવો થાશે, શેલડી તેથી ગળો થઇ જાશે;
આંબલી માંહ્ય ખટાશ ભરાશે તો, મરચાં તીખાશને ધારશેરે. ૩
ખસ ખસના છોડમાં ઝેર થાશે; મેવા તેથી અધિક ભરાશે;
પાત્ર પ્રમાણે રસે ધરાશે તો, મેઘનો એમાં શું વાંક છેરે. ૪
ચિદ્દ્ઘનાનંદનું જ્ઞાન છે એવું, પાત્ર પ્રમાણે આપે ફલ તેવું;
એવું છેવટનુ નક્કી કહેવું તો, ઉપદેષ્ટાનો શો દોષ છેરે. ૫

---

## પદ ૧૫૮ મું.

( રાગ ઉપરનો. )

નંદવા વંદવા જેવું નથી, સાચુ તમોને કહું છું કથી;
શું કરવા મરો ઠાલા મથી તો, કાલ અમૂલ્ય આ જાય છે રે. ૧
જેને સારો તમે આજે લેખો, તેને ખોટો નક્કી કાલે પેખો;
ખોટો તેને કદિ સારો દેખો તો, સારો ખોટો કોને કહો રે. ૨
ભક્ત હો એ તે અભક્તજ ભાસે, અભક્ત ઘડીમાં ભક્તજ થાશે;
કામીની ભાવના કામથી નાશે તો, નિષ્કામી તે થઈ રહે રે. ૩
નિષ્કામી કામ ભાવને પામે, ક્રોધી ક્રોધ તે ક્ષણમાં વામે;
અક્રોધામાં ક્રોધ બહુ જામે તો, સ્થીર કાંઇ રહેતું નથી રે. ૪
નિજ દેહનું અભિમાન મૂકી, રહેવું શ્રીહરિ ચરણમાં ઝુકી;
આવ્યો સમયના જાશો ચૂકી તો, ચિદ્દઘનાનંદમાં માણુસો રે. ૫

---

## પદ ૧૫૯ મું.

( રાગ ઉપરનો. )

સમદૃષ્ટિ કરી સાચું કહેને, પક્ષપાત મૂકી સ્થિર રહેને;
સત્ય ધર્મને જાણી લહે તો, આનંદ આનંદ ઉરમાં રે. ૧
મોટો દેખી શીદ પૂંઠ ફરે છે, ગુલામ થઇ હાજી હાજી કરે છે;
તેના તેજમાં દબાઈ મરે છે તો, દુઃખ દૂર નહિ તે કરે રે. ૨
દુનિયાંની તો એવી છે રીતિ, મોટા દેખીને કરે છે તે પ્રીતિ;
ગરીબને દેખાડે છે ભીતી તો, એવી રીતે નવ ચાલીએ રે. ૩
ગરીબની હાય ખોટી રે જાણો, તેને દુઃખ દેવા દિલમાં નાણો;
તેને દુભ્યે પ્રભુ દુભાયા માનો તો, નારાજ નારાયણ થશે રે. ૪
ગરીબનાં જે સંકટ કાપે, પ્રભુ તેને ઘણો આનંદ આપે;
પારણામે લઇ મહાપદમાં સ્થાપે તો, ચિદ્દઘનઆનંદ અનુભવરે. ૫

---

## પદ ૧૬૦ મું.

કક્કો ( રાગ–રઘુપતિરામ રૂદેમાં. )

સંસારમાં સુખ શું તું માણેરે; આવ્યો સમય ચેત આ ટાણે.
કકા કારણ વિચારી જુઓરે, જોઇ મોહ બુદ્ધિને ખુઓરે;
જ્ઞાન વડે અંતરને ધુઓ. સંસારમાં૦ ૧
ખખા ખેલ ખોટો ખરે જાણોરે, તેની પ્રીતિ ઉરે નવ આણોરે;
મન માંહે મહાદેવ માનો. સંસારમાં૦ ૨
ગગા ગયો વખત ન આવેરે, કરે સાચી કમાઇ તો ફાવેરે;
શેવ હરિગુરૂ શુદ્ધ ભાવે. સંસારમાં૦ ૩
ઘઘા ઘોર નિદ્રામાં શું સુતારે, બન્યો બેભાન તેથી તુંતોરે,
પકડી લેશે તને જમદૂતા. સંસારમાં૦ ૪
નના નામનો મહિમા મોટોરે, નથી ધર્મ બીજો એનો જોટોરે;
નામ લીધું તેણે માર્યો સોટો. સંસારમાં૦ ૫
ચચા ચતુરાઇ મૂકી દે તારીરે, તારા જીવને લે તું ઉગારીરે;
મનુષ્યદેહ મળી છે રૂપાળી. સંસારમાં૦ ૭
છછા છળ મળને તે તજીનેરે, સત્ય આભૂષણને સજીનેરે;
ઝટપટ લે હરિને ભજીને. સંસારમાં૦ ૭
જજા જગમાં જીવવું થોડુંરે, શીદ તેમાં કરે છે મોડુંરે;
વૃથા આયુષ્યને કેમ તોડું. સંસારમાં૦ ૮
ઝઝા ઝઘડામાં ઝૂક્યો તું ભારીરે, સુખ એમાં નથી જો વિચારીરે;
મિથ્યા મમતા મનમાં ધારી. સંસારમાં૦ ૯
નના નથી સગું કોઇ તારૂંરે, એતો લાગ્યું માયાનું લારૂંરે;
તેને મારાં મારાં શીદ ધારૂં. સંસારમાં૦ ૧૦
ટટા ટેવ છે ખોટી એ તારીરે, મિથ્યા ભાર ઉપાડે છે ભારીરે;
મોટાઇમાં ટરે છે તું યારી. સંસારમાં૦ ૧૧

ઠઠા કાયા જ્યારે થાકી જાશેરે, ટીપું પાણી કોઇ ન પાશેરે;
તને દેખી દૂર સહુ જાશે. સંસારમાં૦ ૧૨
ડડા ડહાપણ તારૂં ન માનેરે, કોઈ કહ્યું ન સુણશે કાનેરે;
કેમ રહ્યો છું તું બેભાને. સંસારમાં૦ ૧૩
ઢઢા ઢંગ તારા નથી સીધારે, ઘણાં સંસારી કામો તેં કીધાંરે;
હરિ ગુરૂમાં ચિત્ત ન દીધાં. સંસારમાં૦ ૧૪
નના નક્કી તારે છે મરવુંરે, નથી કોટિ ઉપાએ ઉગરવુંરે;
લઇ લગડું ચોરાશીમાં ફરવું. સંસારમાં૦ ૧૫
તતા તારે લાભ શો થાશેરે, લખચોરાશીમાં અથડાશેરે,
મહાદુ:ખમાં ગોથાં ખાશે. સંસારમાં૦ ૧૬
થથા થૈ થૈ રહ્યું જગ નાચીરે, એમાં કઇ ક્રિયા છે સાચીરે;
વિચારી જોતાં સહુ કાચી. સંસારમાં૦ ૧૭
દદા દિલમાં તારો સ્વામીરે, બહાર ખોળે એ તારી ખામીરે;
તેથી શકે ના ભવ દુ:ખ વામી. સંસારમાં૦ ૧૮
ધધા ધીરજ મનમાં ધરીરે, દેખ સઘળે તું હરિ હરિરે;
પ્રેમ લાવી સેવા કર ખરી. સંસારમાં૦ ૧૯
નના નથી જગત આ સાચુંરે, સ્વપ્ના જેવું જાણો એ કાચુંરે;
તેના સુખને શીદ તું યાચું. સંસારમાં૦ ૨૦
પપા પૂરા ગુરૂની પાસેરે, સમજ્યેથી તને સુખ થાશેરે;
રોગ જન્મ મરણનો જાશે. સંસારમાં. ૨૧
ફફા ફંદ જાણો સર્વ કૂડોરે, મૂરખાઇથી માન્યો છે રૂડોરે;
શીદ ભાગ લઈને તું ભૂંડો. સંસારમાં. ૨૨
બબા બોલ બોલોને વિચારીરે, મીઠી વાણી બોલવી સારીરે;
કોઇને દુ:ખ ન થાય લગારે. સંસારમાં૦ ૨૩

ભભા ભરપૂર રહ્યો સ્વામીરે, છાની વાતો જાણે બહુ નામીરે;
ઘટઘટમાં છે અંતરજામી. સંસારમાં૦ ૨૪
મમા માયાની ખુબી છે ભારીરે, જેણે રચી છે બાજી સંસારીરે;
સમજા મર્મ ગુરૂ શીર ધારી. સંસારમાં૦ ૨૫
યયા યજ્ઞ કરોને એવારે, સહુજે રાજી થાય હરિ તેવારે;
માંડો સુખ જીવાને દેવા. સંસારમાં૦ ૨૬
રરા રંગ હરિનો રાખોરે, બ્રહ્માનંદને પ્રેમે ચાખોરે;
રામરૂપ સર્વને ભાખો. સંસારમાં૦ ૨૭
લલા લુચ્ચાઇ મનથી છોડીરે, ગુરૂચરણે જાતું દોડીરે;
તારાં બંધન નાખશે તોડી. સંસારમાં૦ ૨૮
વવા વેદને જો તું વિચારીરે, જ્ઞાન લેવા અંતરમાં ધારીરે;
એવું નથી બીજું સુખકારી. સંસારમાં૦ ૨૯
શશા શાન્તિ મનમાં રાખીરે, સહુ ઉપાધિ અળગી નાખીરે;
જુઓ સ્વરૂપ પોતાનું ઝાંખી. સંસારમાં૦ ૩૦
ખખા ખરા તત્ત્વને શોધીરે, મનને પૂરણ રીતે પ્રબોધીરે;
થાઓ શાન્ત રહો નહિ ક્રોધી. સંસારમાં૦ ૩૧
સસા સમજી રહ્યો તે જ્ઞાનીરે, જેણે માયાને મિથ્યા માનીરે;
તે તો સદાય છે બ્રહ્મ ધ્યાની. સંસારમાં૦ ૩૨
હહા હરિમાં મગ્ન થઇ રહેવુંરે, સુખ દુઃખ આવે તે સહેવુંરે;
**ચિદ્દ્ઘન** આનંદનું રૂપ એવું. સંસારમાં૦ ૩૩
કકો સર્વ થયો અહિં પૂરોરે, ગુરૂકૃપાથી નથી અધૂરોરે;
કોઇ અધિકારી સમજે સૂરો. સંસારમાં. ૩૪
સંવત ઓગણીસ ચુંવોતેરરે, ભાદ્રવદિ નોમ શનિવારરે;
ઝારોલામાં કહ્યો છે ત્યારે. સંસારમાં૦ ૩૫

---

## પદ ૧૫૯ મું.

( રાગ વેરાડી. )

અનુભવ એવો કીજીએરે, ફરી અજ્ઞાન ઊભું ન થાય;
સંશય સઘળા દૂર પળે, વિપરીત ભાવના જાય. અનુભવ૦ ૧
શ્રીસદ્‌ગુરૂની સેવા કરીરે, પૂછો પ્રશ્ન ધરી પ્યાર;
કહે તેને સાચું માનીએ, આગ્રહ ન રાખીએ લગાર. અનુ૦ ૨
શ્રવણ કરેલું મન વિષેરે, મનન કરીએ નિરધાર;
સદા આનંદમાં માણીએ, જગત જાણી અસાર. અનુ૦ ૩
અખંડ જ્યોતિ એક આતમારે, પ્રગટે ઝળઝળાકાર;
નક્કી કરી કદિ નીરખે, થાય ચિદ્‌ઘન આકાર. અનુ૦ ૪

---

## પદ ૧૬૦ મું.

( રાગ ઉપરનો. )

અનુભવી નરને ઓળખોરે, જેને ભેદ બુદ્ધિ ન મળે લેશ,
વર્ણને આશ્રમ ટળી ગયા, ટળ્યા સઘળા વેશ. અનુભવી૦ ૧
ઊંચને નીચ જાણે નહિરે, જાણે સરખો સંસાર;
નરનારી બેઉના દૃષ્ટિમાં, નહિ નગર વન નિરધાર. અનુભવી૦ ૨
શુભને અશુભ એને ના રહ્યું રે, નહિ પુણ્યને પાપ;
બ્રહ્મરૂપ પોતે થયા, છૂટયાં ધ્યાનને જાપ. અનુભવી૦ ૩
કર્તવ્ય કોઈ ના રહ્યુંરે, કરે પ્રારબ્ધ ભોગ;
કોઇ કળી ના શકે કદિ, એવો ચિદ્‌ઘન યોગ. અનુભવી૦ ૪

---

## પદ ૧૬૧ મું.

( રાગ ઉપરનો. )

જ્ઞાન જેને ઉર જાગીયુંરે, જગ દૃષ્ટિ તેની ન થાય;
ગુણ દોષ કોઈના જુએ નહિ, આનંદમાં છલકાય. જ્ઞાન૦ ૧

ગુણ દોષ જોવા જીવનારે, એનું નામ અજ્ઞાન;
એવી બુદ્ધિ ટળી જાય તો, પ્રગટે પૂરણ જ્ઞાન. જ્ઞાન૦ ૨
મલીન હોય મન આપણુંરે, જગ સત્ય જણાય;
સમજણ વિનાનો જીવ આ, ગોથાં ગમાર ખાય. જ્ઞાન૦ ૩
જ્ઞાનીનું ઘટ ઊઘડયુંરે, જગ ભાસે છે બ્રહ્મ;
**ચિદ્દઘન ચિદ્દઘન**રૂપમાં, કદિ હોયે ના ભ્રમ. જ્ઞાન૦ ૪

## પદ ૧૬૨ મું.

(રાગ ઉપરનો.)

જગ આ જગત પતિરૂપ છેરે, તેમાં ખોટું ન કાંઇ;
ખોટી કલ્પના આપણી, તે છે સદા દુઃખદાઇ. જગ. ૧
ઉપયોગ આનો જો આવડેરે, સર્વ સુખકારી થાય,
મર્મી મળે કોઈ આવીને, સુઝે સરલ ઉપાય. જગ. ૨
સોમલ જબરૂ ઝેર છેરે, ખાતાં જીવ તેનો જાય;
કેલવણી કરી ખાય તો, રોગો સઘળા જાય. જગ. ૩
અન્ન તો છે ઉત્તમ અતિરે, જીવના જીવનરૂપ;
ખાતાં નાવડે તો મરે, **ચિદ્દઘન** આનંદરૂપ. જગ. ૪

## પદ ૧૬૩ મું.

(રાગ—કાફી-ધીરાની)

જ્ઞાન ધન મોટું રે, નાવે કોઈ એની તોલે,
ગુરૂ જેને આપે રે, તેનું તો અંતર ખોલે. જ્ઞાન. ટેક.
એ ધન છે પોતાનું આગવું, ભાઇ માગે નહિ ભાગ;
રાજાથી દંડી લેવાય નહિ, અગ્નિનો પહોચે નહિ લાગ;
ચોરો નવ લૂંટેરે, એવું સહુ સંત બોલે. જ્ઞાન. ૧

વાપરવાથી તે નવ ખુટે, વાપરે તો વધતું જાય;
બીજા જીવને જો સમજાવે, દ્રઢતા પાકી તેની થાય;
અખંડ સુખ મળશે રે, જીવને તો વિના મૂલ. જ્ઞાન. ૨
ભોગને મોક્ષ બેઉ એ આપે, વિદેશમાં કરે સહાય;
દેહ છુટયા પછી જીવ લોકે પણ, જીવ સંગાથે જાય;
જેની પાસે આવેરે, તેતો બ્રહ્મ નિસ્સે ડોલે. જ્ઞાન. ૩
એવા જ્ઞાનને સદ્યજ મેળવો, મનમાં આણીને પ્રેમ;
પલક એકમાં જાવું પડશે, નથી તેમાં કાંઇ નેમ;
**ચિદ્દ્યન** ચિદ્દ્યન ચિદ્દ્યનરે, એવી તમે વાણી બોલો. જ્ઞાન. ૪

---

## પદ ૧૬૪ મું.

( રાગ ઉપરનો. )

પરાધીન જીવ તું છેરે, તારાથી ન કાંઇ બને;
તોપણ માની બેઠોરે, સ્વતંત્ર તું પોતાને મને. પરા. ટેક.
પદાર્થ સર્વ પ્રભુજીએ આપ્યા, આણી તુજ પર પ્રેમ;
કર્મ ફળ શ્રીહરિ દેવાનો, જીવને માટે બાંધ્યો છે નેમ
ભોગવી લહે જ્યારેરે, ખેંચી લે એ પોતાકને. પરાધીન. ૧
રાખ્યાં તારાં એ નહિ રહેશે, જરા ન ચાલે જોર;
પ્રભુ પ્રિત્યર્થે તું નવ ખર્ચે, બને છે હરિનો ચોર.
ખોટો ધણી થઇ બેઠોરે, મૂરખ શું કહું તને. પરાધીન. ૨
તારા ભોગો કદિ ન ટળશે, વૃથા ન રાખીશ બીક;
બને તે સુખ આપ તું સહુને, તેથી રાજી થશે પ્રભુ ઠીક.
તેનું તેના અર્થેરે, ખરચે આનંદ મને. પરાધીન. ૩
જગદીશ રૂપે આ જગ જાણી, સેવા કર સહુની ભાઇ;
એવું કરવામાં આળસ ન કર, જમડા જીવ લઇ જાય.
માટે **ચિદ્દ્યન** સેવનીરે. નરકે ન નાખે તને. પરાધીન. ૪

---

## પદ ૧૬૫ મું.

(રાગ ઉપરનો.)

જીવ હું કર્ત્તા માને રે, ઉપાડે ભાર મિથ્યા સાથે;
જાણે મનમાં એવું રે, કરવું સર્વે મારે હાથે.
સુખ હું મારી મેળે લઉં છું, દુઃખ ટાળું છું તે હુંજ;
બીજાને સુખ દુઃખ દેવાં તે, પણ આધીન છે મુજ.
એવું માની બેઠો રે, રહી મૂર્ખ જીવો સાથે. જીવહું. ૧
તારા હાથમાં જો હોય તો, તારૂં ધાર્યું થાય;
કેટલાં એ કામો અવળાં બને છે, ત્યારે બુમો પાડે છે તું ત્યાંય;
મચ્છર મારવાની રે, નથી સત્તા તારા હાથે. જીવહું. ૨
સુખ લેવાને સદાય ઇચ્છે, પણ સદા સુખ ન થાય;
તો પછી બીજાને સુખ દુઃખ, તારાથી કેમ દેવાય.
વિચારીને જોનીરે, સાચા સંતોની સાથે. જીવહું. ૩
મિથ્યા અભિમાન મનથી મૂકી, આશ્રય પ્રભુનો ધાર;
દીનગણી દુઃખમાંથી છોડાવશે, ગણે ન દોષ લગાર.
ચિદ્દઘનરૂપ જાણીરે. મન જોડ તેની સાથે. જીવહું. ૪

---

## પદ ૧૬૬ મું.

(રાગ ઉપરનો.)

બીજાનું ભૂંડું ઇચ્છેરે, તારૂં બુરૂં તેથી થાશે;
ઇશનો ન્યાય એવોરે, વિચારી જોતાં સમજાશે. બીજાનું. ટેક.
મનમાં ભાવના રાખો એવી, સરવે સુખીઆં થાય;
દરિદ્ર દીનનાં દૂર પળે ને, આનંદ ઉર ઉભરાય.
તેથી તારૂં સારૂં રે; સદા સર્વદા તો થાશે. બીજાનું. ૧
ઉત્તમ ભાવના ઉભય લોકમાં, સુખની દાતા જાણું;

તેના કરતા સુખી થયા છે, અંતરમાં તું જાણ;
પ્રભુ રાજી થાશેરે, જન્મ મરણ જાશે. બીજાનું. ૨
સંત સમાગમ કરતાં તુજને, સમજાશે સાચી વાત;
તન મન ધનથી તે માટે તું, કરને મારા તાત.
તેથી અમૃત સાચુંરે, તારાથી ચખાશે. બીજાનું. ૩
દુર્જન કેરો સંગ કરે તો, દુષ્ટ ભાવના થાય;
માટે તેને જો તું તજે તો, મિથ્યા કલ્પના જાય.
**ચિદ્‌ઘન** સુખ પામે રે, આનંદ તેથી થાશે. બીજાનું. ૪

---

## પદ ૧૬૭ મું.

( રાગ—કાફી–કેર )

અણુ સમજુ જીવે, પ્રભુમાં પ્રીતિ ના આણી; ટેક.
ઉત્તમ મનુષા દેહ છે તેને, ઓળખીને નવ જાણીરે. અણુ. ૧
વૈદ જોશીને ભૂવા સેવ્યા, તેમાં આયુ ગુમાવી;
મોક્ષના દાતા સંતની સેવા, તે જીવને નવ ફાવીરે. અણુ. ૨
સંસારી સુખ મેળવવામાં, રાત દિવસ અથડાયો;
ઉંધો ઉદ્યમ કરવા માંડયો, તેમ તેમ દુઃખ કમાયોરે. અણુ. ૩
મધમાખી બહુ મહેનત કરીને, ઉત્તમ મધ ઉપજાવે;
ખાઈ જાય ખાનારા બીજા, મિથ્યા દુઃખ ઉઠાવેરે. અણુ. ૪
ખાવા પીવા મોજ મારવા, અધર્મથી ધન જોડે;
**ચિદ્‌ઘન**રૂપ પોતે નવ સમજે, જાશે માથે બોડેરે. અણુ. ૫

---

## પદ ૧૬૮ મું.

( રાગ ઉપરનો. )

અજ્ઞાની જીવને અંકુશ તે બહુ સારો; ટેક.
સ્વચ્છંદ રહેવા જે ઇચ્છે તે જાણો જન નઠારોરે. અજ્ઞાની. ૧

જીવનું મન છે હાથી જેવું, અંકુશથી વશ આવે;
અંકુશ વિનાના અન્ય ઉપાયે, વશ કરવું નવ ફાવેરે. અજ્ઞાની. ૨
દૃઢતા તજીને દિલ દોડતું, બહુ દુર્ગુણો લાવે;
ધર્મ નીતિમાં રહેવું તેને, પછી કદિ ના ભાવેરે. અજ્ઞાની. ૩
ઢોર હરાયા સરખું મન આ, ઠામ ઠામ રહે ભમતું;
સત્ય સુખ મેળવવા સારૂ, ગુરૂચરણે નથી રમતુંરે. અજ્ઞાની. ૪
માતપિતાને ગુરૂજી કેરાં, વચન તણે વશ રહેવું;
**ચિદ્દઘન**ાનંદમાં તે મળશે, એમ વેદનું કહેવુંરે. અજ્ઞાની. ૫

## પદ ૧૬૯ મું.

(રાગ ઉપરનો.)

અંતરનાં પાપો વચનમાંથી ઓળખાશે; ટેક.
ગમે તેટલું જાળવી રાખે, અંત ઉઘાડું થાશેરે. અંતરનાં. ૧
ધ્યાન હોય અંતરમાં જેનું, તે ઉપર નીકળશે;
પોષણ આપ્યું બાવળીઆને, આંબો ક્યાંથી ફળશેરે. અંતરનાં. ૨
બુદ્ધિમાન્ બોલો સુણીને, તુરત જાણી જાશે;
ભોળાં માણુસ પડી ભરમમાં, જરૂર દુઃખીઆં થાશેરે. અંતરનાં. ૩
પાપી કેરા પ્રસંગ પડતાં, દૂરજ ડાહ્યો રહેશે;
મૂરખ મીઠી વાણી સુણી, ફરી ફરી જઇ પેશેરે. અંતરનાં. ૪
તેવાથી શ્રીગુરૂ બચાવે, ધ્યાન તેમનું ધરીએ;
**ચિદ્દઘન** આનંદ સાગરમાં જઈ,નિર્ભયતાથી તરીએરે. અંતરનાં. ૫

## પદ ૧૭૦ મું.

(રાગ ઉપરનો.)

પાપી પૂરો પ્રાણી, વાણી બહુ મીઠી બોલે. ટેક.
સાન વિનાના સાંભળી તેને, મન મગન થઇ ડોલેરે. પાપી. ૧

વિશ્વાસે વશ આવે જ્યારે, ત્યારે ટાંટીઆ ભાગે;
ક્રિયા કરે તે કારમી એવી, વાંક એનો નવ લાગેરે. પાપી. ૨
મતલબ સુધી રહી મળતીઓ, કામ પોતાનું સાધે;
ગરજ સરીને ગયો હાથથી, વૈર ઉલટું બાંધેરે. પાપી. ૩
માત પિતાને ગુરૂ નહિ તેને, નહિ બ્હેન કે ભાઇ;
પુત્ર પુત્રીને નારી ન તેને, ગણે ન સત્ય સગાઈરે. પાપી. ૪
અનંત દુર્ગુણનો તે દરીઓ, દૂર એહથી રે'જો;
સુખ સાચું જો ઇચ્છો અંતર, **ચિદ્દઘન ચિદ્દઘન** કેજોરે. પાપી.પ

---

## પદ ૧૭૧ મું.

( રાગ–સામેરી. )

આ સંસારે ખેલરે, અનેક દેખાય છે,
જોતાં બુદ્ધિ જીવની થાકી જાય.
કોઇ જગ્યામાં રે, આનંદ થાય છે;
અનેક ઉત્સવને ગીત ગવાય. આ૦ ૧
કોઇ જગ્યામાંરે, રાગ રૂડા નીકળે;
વાજાં વાગે છે અનેક પ્રકાર.
નોબતો ગડગડેરે, ઢોલ વાગે ઢમકે;
ઘુમે વિવાહમાં નરને નાર. આ૦ ૨
કોઈ જગ્યામાંરે, ભક્તો ભજન કરેરે;
ધ્યાની રૂડાં ધારે છે દેવનાં ધ્યાન.
કોઇ તપ કરેરે, તીર્થો કરે છે ઘણાં;
જ્ઞાની કથે છે રૂડાં એ જ્ઞાન. આ૦ ૩
મરે છે મનુષ્યોરે, પાડે કઇ પોકનેરે;
રોગ માંહી કરે છે કઇ હાય હાય.

મળી મહા મૂરખરે, ક્લેશ કરે ઘણો;
 મારામારી કરી ફરીઆદે જાય. આ૦ ૪
પાપી પાપ કરીનેરે, પીડે ઘણા જીવને;
 તેનાં ફળ તે ભોગવે છે અપાર.
માટે મમતા મૂકોરે, મન થકી માનવી;
 રહો સદા ચિદ્‌ઘનને આધાર. આ૦ ૫

---

## પદ ૧૭૨ મું.

( રાગ ઉપરનો. )

પંડિત થાકયારે, વાંચી વાંચી વેદને;
 તોય પામ્યા ન માયાનો પાર.
એવી અપારરે, માયા તારી માધવા;
 ગુંચાયો તેમાં સઘળો સંસાર. પં૦ ૧
દેવ દયા તારીરે, થઇ છે જેના પરે;
 હોય જેને સદ્‌ગુરૂ કેરી સહાય.
એવા કોઇ જીવરે, ધીર વાંચી વેદને;
 એ માયાને મિથ્યા જાણી તરી જાય. પં૦ ૨
જગ મિથ્યા જાણીરે, મનથી રહે વેગળા;
 સુખ દુઃખ મનથી નવ મનાય.
મોટાં મોટાં દુઃખરે, એને બહુ આવશે;
 તો પણ મનથી નહિ મુંઝાય. પં૦ ૩
સદા એ રહે છે રે, સત્ય સ્વરૂપમાં;
 માને સંસારને સ્વપ્ન સમાન.
રંક અને રાજારે, સરવ અસાર છેરે;
 ભલે થાએ માન અને અપમાન. પં૦ ૪

કોઇ ક્રિયા એનેરે, આશ્ચર્ય લાગે નહિ;
માયામાં સર્વ સંભવે એવું જ્ઞાન.
ચિદ્દઘનાનંદરે, સદાએ તો અનુભવે;
સેજે છોડી મનની ખેંચાતાણ. પં૦ ૫

---

## પદ ૧૭૩ મું.

(રાગ ઉપરનો.)

નેતિ નેતિ કહીરે, વેદ હરિ વર્ણવે;
વસ્તુએ તો વાણીની પાર કહેવાય.
સદ્દગુરૂ સાનેરે, સમજે કોઇ વીરલા;
ભવ પારાંગત તે થાય. નેતિ૦ ૧

દ્વૈતનો નિષેધરે કરતાં જે ઉગરે;
તેને જાણવું પોતાનું રૂપ.
નથી બહારરે અવિનાશી આત્મા;
પણ ભાવને જણાય અનૂપ. નેતિ૦ ૨

વેગ વાણીનોરે શકે જેટલું વર્ણવી;
સમજો તે સઘળો માયાનો ભાગ.
વિરમે જ્યાં વાણીરે હરિ છે ત્યાં જાણીએ;
કરો પછી તેમાં પુરો રાગ. નેતિ૦ ૩

પતિવ્રતા નારીરે પતિ ઓળખાવશે;
નિજ સૈયરને કરી સાન,
સખી તેને પૂછેરે બધા બેઠા તે મધ્યે;
તારા પતિનું કરાવ જ્ઞાન. નેતિ૦ ૪

પેલો ગોરો તે હશેરે, ત્યારે તેણી ના કહે;
બીજો શ્યામ બતાવે તોએ ના.
ચિદ્દઘન રૂપેરે પૂછે જ્યારે પ્રેમથી;
નીચાં નેણે મૌન રહી કહે ન હા. નેતિ૦ ૫

---

## પદ ૧૭૪ મું.

( રાગ ઉપરનો. )

નામથી રહિતરે નારાયણ જાણવા;
વળી એનાં અનંત જાણો નામ.
કાર્ય વડે કલ્પીરે સંતજનો કહેરે;
ઓળખાવા અધિકારીને રામ. ના૦ ૧

સત્ તેને કેછે રે કારણ તેનું સાંભળો;
ત્રણે કાળમાં નાશ ન થાય.
ચિત્ છે તે માટેરે સ્વયંપ્રકાશએ;
આનંદ તે દુઃખ ન લેશ જણાય. ના૦ ૨

રામ તેને કેછેરે સર્વમાં રમી રહ્યા;
વ્યાપક તેથી વિષ્ણુ તે કહેવાય,
શિવ કહે તેથીરે કલ્યાણ સ્વરુપ છે;
દુઃખ હરે તેથી હરિ ઓલખાય. ના૦ ૩

પ્રકાશ સ્વરૂપેરે દેવ કહેવાય છે;
ગણેશ ઇન્દ્રિય ગણના છે ઇશ.
જગતના ભરતારે વિશ્વંભર તેને કહે;
જગનિયામક તેથી જગદીશ. ના૦ ૪

અંતરનું જાણેરે અંતરજામી થઇ,
એમ અનેક નામ તેના કહેવાય.
વસ્તુ જોતાંરે ચિદ્દઘન એક સંભવે;
ભેદ ગણે તે જનની મૂરખાય. ના૦ ૫

## પદ ૧૭૫ સું.

( રાગ-જંગલો. )

માયિક વસ્તુઓ દેખીને, મુરખ મનથી મલકાયજી;
દયા કરી હરિએ આપીયું, કરવાનું ન રહ્યું કાંઇજી. મા૦ ૧
સંતોષ માની માયા વડે, સાધનનો કરે ત્યાગજી;
અનુકૂળ વિચારો ગોઠવી, કરે જગ માંહે રાગજી. મા૦ ૨
દેવ દયા કરી આપશે, પરલોક માંહે સુખજી;
અપરાધ નહિ ગણે આપણા, ભલે રહિયે વિમુખજી. મા૦ ૩
કૃપાળુ જાણે કદિ ઇશને, એશ રાખી વિશ્વાસજી;
પાપમાં પગલાં શીદ ભરે, રાખી સુખની આશજી. મા૦ ૪
અજાણ્યું નથી અંતર્યામિનું, તારા ઠગ્યા નહિ જાયજી;
લેખાં લેશે રાઇ રાઇનાં, નથી તેતો પોપા બાઇજી. મા૦ ૫
સાધન લે રૂડાં સાધીને, બેઉ લોકે થાશે સુખજી;
ચિદ્દઘનાનંદમાં ડુબતાં, ટળશે ભવ કેરાં દુ:ખજી. મા૦ ૬

---

## પદ ૧૭૬ સું.

( રાગ ઉપરનો. )

ભરૂંસો રાખ્યોરે જેણે ઇશનો, તેને ખોટ શાની હોયજી,
જેરે જોઇએ તે આવી મળે, દુ:ખ નવ રહે કોઇજી. ભ. ૧
લક્ષ્મીવર જ્યાં લક્ષે રહ્યાં, લક્ષ્મી છોડી કેમ જાયજી;
પત્ની પતિને ના પરહરે, પ્રેમ અખંડ કહેવાયજી. ભ. ૨
પત્થર ફોડે પત્થર ઘડો, નીકળ્યું મેડક એકજી:
દેખીને વિચાર ઉપજ્યો, આને જીવાડે કોણ છેકજી. ભ. ૩
વિશ્વંભર પૂરે વિશ્વને, સદા અન્ન અને જળજી;
ઉદ્યમ શા માટે હું કરૂં, કેમ મન છે દુર્બળજી. ભ. ૪

રાખી ભરૂસો આસન બાંધીયું, ભજ્યા ભાવે ભગવાનજી;
બાળ ભુખ્યાં બુમો પાડતાં, ખાવા રહ્યું નહિ ધાનજી. ભ. ૫
અન્ન આપ્યું પ્રભુએ પ્રેમથી, ખાતાં ખૂટે ન લેશજી;
ચિદ્‌ઘનમાં જઈ તે મળ્યાં, ફેડી પંચ કલેશજી. ભ. ૬

---

## પદ ૧૭૭ મું.

### સાતવાર.

આદિત્યે આનંદ અંગમાં વ્યાપોરે;
જેને મળિયા સદ્‌ગુરૂસંત, મહાપદ સ્થાપ્યોરે.
ઊઠે સહજ સંકેલ્પો જેહ, સિદ્ધિ પામેરે;
નવનિધિ તેની પાસ, નિતનિજામેરે.
તે કરે ન કોની આશ, સદા નિષ્કામીરે;
વેદ વાણી તેનો શ્વાસ, સહુના સ્વામીરે.
સ્વર્ગાદિકના જે સુખ, તુચ્છ તે જાણેરે;
તેના જાએ સઘળાં દુઃખ, જ્ઞાન પ્રમાણેરે.
અવિનાશી એ આનંદ, અંતર જામેરે;
તેનું ચોરાસીનું ચક્ર, સહજે વામેરે.
એ મેળવવાને માટ, આતુર થઇએરે;
શ્રી ચિદ્‌ઘન ગુરૂની પાસ, જઇને રહીએરે. ૧
સોમવારે સંશય શૂન્ય આનંદ જાણોરે;
આતમનું સત્ય સ્વરૂપ, પ્રેમે પ્રમાણોરે.
નથી બીજું એક રૂપ, જોવા જેવુંરે;
આનંદરૂપ છે એમ, વેદનું ક્હેવુંરે.
નથી લાલ પીળો કે શામ, નથી એ લીલોરે;
નથી લાંબો ટુંકો તેહ, કઠણ કે ઢીલોરે.

નથી સૂક્ષ્મ કે એ મહાન, કહેવા જેવોરે;
નથી પ્રકાશ કે અંધકાર, આવો તેવોરે.
અવ્યાપક વ્યાપકરૂપ, તે ન કહાવેરે;
તે સગુણ કે નિર્ગુણ કહ્યામાં નાવેરે.
નથી એ છ રસાદિરૂપ, જેવો છે તેવોરે;
ડૂબીને ચિદ્દ્ઘન માંહ્ય, સમજી લેવોરે. ૨

મંગળવારે મહારાજ, જોવા સારૂરે;
ટાળોને તે અજ્ઞાન, મહા અંધારૂંરે.
એક અનુભવ કેરૂં જ્ઞાન, સુંદર દિશેરે;
નથી બીજું સાધન કોઇ, દુનિયા વિશેરે.
જગના જે સઘળા જીવ, દર્શન પામેરે;
પાસે સમજે તો સઘ, દુઃખને વામેરે.
નથી અનુભવ કેરી સાન, માટે ભટકેરે;
રાજા ત્રિશંકુ પેર, અદ્ધર લટકેરે.
અનુભવ મેળવવા કાજ, સાધન સૂરારે;
સત્સંગને શાસ્ત્ર વિચાર સમજો પૂરારે.
અંતરમાં આણી ઊમંગ તેને પામોરે;
ચિદ્દ્ઘન આનંદમાં સઘ જઇને જામોરે. ૩

બુધે વિષયોની માંહ આનંદ ભાસેરે;
એ આનંદનો આભાસ, ખરે પ્રકાશેરે.
બ્રહ્માનંદ સાગરતણું, ગણો એ ટીપુંરે;
સર્વે વિષયોની માંહિ, જઇને છીપ્યુંરે.
અવિચારે વિષયોમાંહ્ય, સુખ જે ભાસેરે;
વિચારે આતમ જ્ઞાન, ખરૂં સમજાશેરે.

એ પરમ પવિત્ર સ્વરૂપ, જોવા માટે રે,
સહુ વૃતિયો કરજો સ્થિર, ભક્તિને ઘાટેરે.
એ રસ સિંધુ અદ્‌ભૂત, પૂરણુ ભરીઓરે;
તેનો ભોક્તા વિરલો કોય, ભાગ્યનો બળીયોરે.
સદા રહે હૃદયમાં ધ્યાન, લાગે તાળીરે;
આ જગતે ચિદ્‌ઘન રૂપ, હેતે ભાળીરે. ૪

ગુરૂએ કીધી હોય સાન, જેને સાચીરે;
બ્રહ્મવેતા ગુરૂનું શરણુ, લીએ તે જાચીરે.
જેને નહિ રાગને દ્વેષ, મારૂં તારૂંરે;
છે સ્વરૂપનો ઉપદેશ, નહિ અંધારૂંરે.
સમદૃષ્ટિ શીતળ શાન્ત, વાણી જેનીરે;
એ આપે ઇશ્વર રૂપ, સેવા કરો તેનીરે.
કઇ કોટી જનમનાં પુન્ય, જેનાં ભારીરે;
તે કરશે જઇને સંગ, સદ્‌ગુરૂ ધારીરે.

મહા પુરૂષનો સંગ, જેને મળીઓરે;
તેનો જન્મ મરણુનો રોગ, સમૂળો ટળીઓરે.
રાખે નહિ બીજો ભાવ, પોતે મનમાંરે;
તે રમશે આનંદલેર, ચિદ્‌ઘન વનમાંરે. ૫

શુકરે સચરાચર રૂપ, સઘ પ્રકાશ્યુંરે;
જે સ્થળમાં દૃષ્ટિ જાય, તહાં તે ભાસ્યુંરે.
જે ચિદ્‌જડ કેરી ગાંઠ, સમૂળી તૂટીરે;
આપી દયા કરી ગુરૂદેવ, જ્ઞાનની બુટ્ટીરે.
એ પૂરણુ પરમાનંદ પદ છે મોટુંરે;
પામ્યો શ્રીગુરૂ પ્રતાપ, ચરણુમાં લોટુંરે.

છે નિરમળ જેનું દિલ, સ્થિરતા ધારીરે;
તે ગુરૂ ચરણુની છાય, વસે છે ભારીરે.
મોક્ષ મેળવવા માટ, મનુષ્ય દેહ મળીઓરે;
જેણે સાધન સાધ્યું સઘ, ખરૂં તે રળીઓરે.
વિષયો કેરાં જે સુખ, પશુ પણ મહાલેરે;
ચિદ્ઘન સમજે છે જેહ, તે નવ ઝાલેરે. ૬

શનિવારે સત્ય વિચાર, જેને જાગ્યોરે;
અવિનાશી હરિને સંગ, રંગતો લાગ્યોરે.
સહજે તર્યો સંસાર, દુસ્તર ભારીરે;
જેને મળ્યા ખરા ગુરૂદેવ, અલખ મુરારીરે.
સહુ સરી જાય સંસાર, અનુભવી જાણેરે;
તેથી સમજી સઘ સ્વરૂપ, મમત્વ ન તાણેરે.
શ્રી ગુરૂજી કેરૂં જ્ઞાન, ખડગ ચોધારૂંરે;
તેણે ટાળ્યું તતક્ષણમાંહ્ય, ઊર અંધારૂંરે.
જેની દૃષ્ટિ અમૃતરૂપ, અધમ ઉદ્ધારેરે;
પોતે છે પૂર્ણ સ્વરૂપ, ભૂમિમાં પધારેરે.
મૃગજળ જેવી આ આશ, તેમાં શીદ પડીએરે;
ચિદ્ઘન તારૂં છે રૂપ, જાણ હરઘડીએરે.
સંપૂરણ, સાતેવાર જ્ઞાનના ભરીઆરે;
જે ગાશે આણી પ્રેમ, જગત તે તરીઆરે. ૭

समाप्त गतामिदं पुस्तकम्

# યતિ શ્રી મુકુન્દાશ્રમજી તરફથી
# મળતાં પુસ્તકો.

૧ વેદાન્ત સાર*
૨ દર્પદલન*
૩ પદ્ય મંજરી*
૪ વેદાન્ત પ્રક્રિયા*
૫ વિચાર સાગર ( પદ્ય ભાગ અર્થ સાથે )
૬ અવ્યક્તબોધ*
૭ પત્રવ્યવહાર ( સનાતની ને સમાજીઓનો )
૮ વૈધવ્ય ધર્માદર્શ
૯ સત્ય સુધા
૧૦ સુરતા સ્વયંવર
૧૧ ગૃહસ્થની ગાદિ
૧૨ સાયંસ્તુતિ
૧૩ સનાતન ધર્મની પડતીનાં કારણો
૧૪ શિવ મહિમ્નઃ સ્તોત્ર ( મૂળ સાથે ગુજરાતી પદ્યાનુવાદ )
૧૫ શ્રી ચિદ્ઘન ભજનાવલી
૧૬ શ્રી કૈવલ્યકુંચી
૧૭ શ્રી તત્ત્વાદર્શ

ઉપરનાં પુસ્તકો શીલીકમાં હશે ત્યાં સુધી (*) આવી નિશાની વાળાં માટે ૦-૧-૦ આનાની તથા બાકીનાં માટે અર્ધા ૦-૦-૬ આનાની ટીકીટ મોકલનારને વિના મૂલ્યે આપવામાં આવશે.

**સ્વામી પ્રણવાશ્રમ**

**ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા—ખંભાત.**

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.